૨૯૩૦

# उत्तम कपोळ
# करसनदास मुळजी चरित्र.


रचनार.

રાવ સાહેબ મહીપતરામ રૂપરામ

નીલકંઠ, સી. આઇ. ઈ.,

મુંબાઈ યુનિવર્સિટીના ફેલો.


બીજી આવૃત્તિ.


અમદાવાદ.

આર્યોદય પ્રેસ.

એપ્રિલ સને ૧૮૮૭. સંવત ૧૯૪૩.



*Registered under Government of India's*

*Act XXV of* 1867.

# महीपतरामनां पुस्तको.

| નામ. | કિમ્મત. |
|---|---|
| સધરાજેસંઘ.... ... ... | રૂ૧-૪-૦ |
| ભવાઇસંગ્રહ.... .... ... | રૂ૧-૮-૦ |
| સાસુ વહુની લડાઇ ... ... | રૂ૧-૦-૦ |
| વનરાજ ચાવડો... ... ... | રૂ૧-૮-૦ |
| દુરગારામ ચરિત્ર... ... ... | રૂ૧-૦-૦ |
| કરસનદાસ મુળજી ચરિત્ર.. ... | રૂ૦-૮-૦ |
| ઈંગ્લાંડની મુસાફરી... ... ... | રૂ૦-૧૨-૦ |
| બોધવચન...... ... ... | રૂ૦-૨-૦ |
| પાર્વતી કુંવર આખ્યાન.... ... | રૂ૦-૨-૦ |
| ટુંકી કહાણી ભાગ ૧લો... ... | રૂ૦-૮-૦ |
| ટુંકી કહાણી ભાગ રજો. ... | રૂ૦-૮-૦ |

એ ચોપડીઓ અમદાવાદમાં ગુજરાત વર્નાકયુલર સોસાઈટીની આફીસમાં, મુંબાઇમાં મી. જાહાંગીર બેજનજી કરાણીની દુકાને મળેછે તથા બીજા ચોપડીઓ વેચનારા પણ વેચેછે.

જે તરૂણ પુરૂષો  તોડી તથા મૂર્ખ

અજ્ઞાન અને વહેમની બેડીઓમાંથી છૂટી સ્વ-

અને દુષ્ટ ગુરૂઓની જાળમાં મંડયા છે તે-

દેશ ઉન્નતિ કર ગ્રંથ હું અર્પણ કરૂં છું.

મને આ      ગ્રંથકર્તા.



## अनुक्रमणिका.

---

## ઉત્તમ કપોળ કરસનદાસ મુળજી.

---

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

આ પુસ્તકની પહેલી આવૃત્તિ ખપી ગયાને ઘણા વરસ થઇ ગયાં. બીજી આવૃત્તિ પ્રગટ કરવાનો વિચાર મેં સને ૧૮૭૯માં કર્યો, પરંતુ કેટલાંક કારણોથી તે તુરત અમલમાં આણી શકાયો નહિ. ઘણીવાર એ ગ્રંથની માગણી મારી પાસે આવ્યાથી એને ફરીને છપાવવાનું મેં હાલ નક્કી કર્યું. એ તૈયારી કરવામાં એમાં કેટલોક ફેરફાર કરવાનું મને ઠીક લાગ્યું તે પ્રમાણે કર્યુંછે. મૂળ ગ્રંથ મોટો હતો ને છપામણી તથા બંધામણીનો ખર્ચ ગણતાં તેની કીમત દર પ્રતે રૂ ૧॥) થતો હતો. પરંતુ એને સોંઘા મૂલથી વેચવાના રૂડા હેતુથી પરોપકારી સજ્જન મુંબાઇના ઉદાર શેઠ સોરાબજી શાપુરજી બંગાળી, સી. આઇ. ઇ. એ રૂ૨૦૦ આપેથી હું તેને આઠ આનાના ભાવે વેચી શક્યો. આ આવૃત્તિ પણ એ મૂલે વેચવી એવું દુરસ્ત લાગવાથી એમાંનો અંગ્રેજી ભાગ મૂકી દેઇ ગૂજરાતીમાંનું કેટલુંક ઓછું કરવું પડ્યું છે. વળી એ પુસ્તક નાની ઉમરના છોકરા તથા છોકરીઓને વાંચવામાં બાધ ન રહે માટે મહારાજ લાઇબલ કેસમાંનો કેટલોક ભાગ છોડી દેવાની જરૂર જણાઈ. કેટલીક ગંદી બીના બોલને અર્થે પુખ્ત ઉમરના સ્ત્રીપુરૂષ વાંચે તેમાં હરકત નથી; તથાપિ લઘુ વયના બાળક બાળકીઓના હાથમાં તે મૂકવી ઘટતી નથી એવો મારો અભિપ્રાય હોવાથી બદફેલીદર્શક બીના મૂકી દીધીછે. પરંતુ ગુસાઇજી મહારાજો અને વલ્લભી પંથ વિષેના લખાણમાં તમામ નિર્મળ હોય તેજ રાખવું અશક્ય છે માટે લાચારીએ કાંઇક રહ્યુંછે. વળી મહારાજ લાઇબલ કેસની જુદી

ચોપડી શેઠ કરસનદાસ મુળજીએ પ્રગટ કરી હતી તેની પ્રતો ખપી ગઇ હોય તો તે આખો ફરીને છપાવવો જોઇએ. એ કેસનું ને તેમાં ઉઘાડા પાડેલા અનાચારનું ખરેખરૂં રૂપ લક્ષમાં ઉતરવાને તે બધો વાંચવો જોઇએ. કરસનદાસના બીજા ગ્રંથોમાંથી મેં કેટલાક ઉતારા કર્યા હતા તે પણ આ આવૃત્તિમાં રાખ્યા નથી. એ ગ્રંથો રસિક ને શીખામણથી ભરેલા છે માટે તે ફરીને છપાવવા લાભકારક છે ને તેઓ ખપે એવા છે. હાલ પ્રતાપી કરસનદાસનો વડો દીકરો, ભાઈ મંગળદાસ ઉમરે આવ્યો છે ને તેનામાં કાંઇક પાણી હોય એવું દીસેછે. તેણે આ કામ માથે લેવું જોઈએ. એમાં ધનની સહાયતાની જરૂર છે ને તેને માટે મુંબાઈમાં તે પ્રયત્ન કરે તો તેના નામાંકિત પિતાના મિત્રોથી કાંઇક મદદ મેળવીશકે. કરસનદાસ મુળજીના ગ્રંથો તો ઘણા છે ને બધા જોડે છપાવી શકાય તેમ નથી. પણ એક પછી એક લેઈ શકાય ને તેમ કરવાને સ્વદેશનું ભલું ઈચ્છનારા ધનવાન ગૃહસ્થોએ તેને આશ્રય આપવો જોઈએ. હાલ નીતિને બિગાડનારાં નઠારાં પુસ્તકો ઘણા પ્રગટ થવા લાગ્યાં છે, માટે તેની માઠી અસર અટકાવવાને તથા ગ્રંથો વાંચવાને વધતા શોકને ખોરાક પૂરો પાડવાને સુનીતિનાં રસિક પુસ્તકોની જરૂર વધતી જાયછે. ઘણાક પુસ્તકનું બહારનું ડોળ સુનીતિને ઉત્તેજન આપવાનું છે, તથાપિ તેઓની વાસ્તવિક અસર માઠી છે. સ્વર્ગવાસી કરસનદાસ મુળજીનાં પુસ્તકો તો કેવળ નિર્મળ છે. સંસાર સુધારો અને સુનીતિનો વધારો થવાની ખરી યુક્તિ ધ્યાનમાં રાખી તેણે લખાણ કર્યું છે.

કીર્તિવંત કરસનદાસ મુળજીના વેરી ઘણા હતા. એની શીખામણના ચાબખા જેમને લાગતા તેઓ એના ઉ-

પર દાઝે બળતા, તથાપિ તેઓ અભણ હતા; વર્તમાન પત્રો કે ચોપાનીઆં ચલાવી શકે તેવા નહતા. જદુનાથજી તથા બીજા મહારાજો તથા તેમના સેવકોએ થોડાક લાંચી-આ લખનારાને નાણા આપી તેની નિન્દા લખાવવા માંડી હતી, પણ તે ભાડુતી લખનારાને પેટની બળતરા ન હ-તી. પૈસા મળતા બંધ પડ્યા એટલે તેમણે તેનો કેડો છો-ડ્યો. સરકારની મદદ માગનારા ગ્રંથ કર્ત્તાઓનાં પુસ્તકો વિષે મારે રીપોર્ટો કરવાના હોવાથી પ્રમાણિકપણે મત આ-પવાની અને આપણી ગૂજરાતી ભાષાનું રક્ષણ કરવાની, અને માઠા ગ્રંથોની રેલને બને તેટલી ખાળવાની ફરજ બ-જાવવામાં કેટલાક લખનારાનાં મન દુઃખાવવાં પડેછે. એમાં-ના જે સારા માણસો હોયછે તેઓ વેર લેવાનો વિચાર મનમાં લાવતા નથી, પણ બધા તેવા હોય નહિ. આ કા-રણથી સ્વાર્થી અને સ્વદેશદ્રોહી દાઝે બળનારા હરકોઇ જૂઠે બાહાને પોતાનાં પત્રોમાં કે બીજાનાં પત્રોમાં મારાપર હુમ-લા કરેછે, ને જે કોઇ ન્યાય અને સત્યની ખાતર મારી વ્હારે ચડે તેને ગાળો ભાંડેછે. કરસનદાસ મુળજીને આ પ્રકારની પીડા થવાનું કારણ નહતું. મતભેદના લખાણમાં અને દ્વે-ષના લખાણમાં તફાવત ઘણો હોયછે. પહેલા કારણને મા-ટેના લખાણમાં ન્યાય જોડે મીઠાશ હોયછે, ને બીજા પ્ર-કારનામાં વેર, કડવાસ અને ગાળ હોયછે. મતભેદવાળાએ વાજબી ચર્ચા સભ્યતા પૂર્વક કરવી જોઈએ ને તેથી દે-શને લાભ છે. ઉત્તમ કપોળ કરસનદાસ મુળજીના જન્મ ચરિ-ત્રની પહેલી આવૃત્તિ ઉપર ગંભીર ને વિદ્વતા ભરેલું એક વાર્ત્તિક સ્વદેશવત્સલ નામે મુંબાઈના માસિક ગ્રંથમાં રા. રા. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠીને હાથે લખાયલું પ્રગટ થયું

હતું અને પાછળથી તેનું નોખું પુસ્તક પણ તેજ વિદ્વાને સંવત ૧૯૩૫ (સને ૧૮૭૯)માં પ્રસિદ્ધ કર્યું હતું. આ વાર્તિક મિત્રભાવ, સદ્વિચાર અને સુશિક્ષાથી ભરપૂર છે, ને એની ભાષા પ્રૌઢ છે. એમાં મને કાંઈ વાંધો લેવા જેવું લાગતું નથી. મારી ઈચ્છા હતી કે એમાંથી ઉતારા આ આવૃત્તિમાં દાખલ કરૂં, પણ ગ્રંથનું મહત્વ વધી જતું અટકાવવાને તેમ કર્યું નથી. એ વાર્તિક કર્ત્તાને મારી ભલામણ એ છે કે તેણે એની બીજી આવૃત્તિ પ્રગટ કરવી. એમ કરવાનાં મોટાં કારણો મને સુઝેછે—એક તો એમાંના પ્રૌઢ અને સુજ્ઞ વિચાર ઉગતી પ્રજાના જાણવામાં આવે, અને બીજુ એ કે લખાણની બે પ્રકારની ઢબનો ભેદ જણાય; બંને પુસ્તકનો વિષય એક છતાં ભિન્ન રીતે અને શૈલીએ થયલાં લખાણથી વિશેષ જ્ઞાન પ્રાપ્ત થાયછે. પુસ્તકાદિ લખવાનો શોક જેમને હોય તેમને બે પ્રકારની ઇબારતથી બોધ મળેછે. છેલ્લું ને સર્વથી મોટું કારણ એ છે કે ભલા કરસનદાસ મુળજીનાં ચરિત્ર જેમ વધારે માણસોના જાણવામાં આવે તેમ વધારે સારૂં.

એપ્રિલ ૧૮૮૭.

અમદાવાદ. **મહીપતરામ રૂપરામ નીલકંઠ.**



# उत्तम कपोळ करसनदास मुळजी.

## પ્રકરણ ૧ લું.

જન્મ. બાલ્યાવસ્થા. જ્ઞાનપ્રસારક સભા. પુનર્વિવાહ બંધ. બુદ્ધિવર્ધક હિંદુ સભા. દેશાટન વિષે નિબંધ.

સને ૧૮૩૨ના જુલાઈ માસની ૨૫મી તારીખે મુંબાઈ મધ્યે કરસનદાસનો જન્મ થયો.[1] કપોળ વાણીઆ એનું કુળ ઊંચું ગણાય છે. મુંબાઈની કપોળ જ્ઞાતિનો મૂળ વાસ કાઠીયાવાડ હતો. ત્યાંથી જેઓ પ્રથમ આવ્યા ને વેપાર રોજગારથી આબાદ થયા તેઓને પછીથી આવનારાએ કુળવાન માન્યા. કરસનદાસ મુળજીના પૂર્વજો પોતાનું વતન છોડી મુંબાઇમાં ક્યારે આવી વસ્યા તે જાણવામાં નથી; પરંતુ એમ કહેવાય છે કે તેઓ અસલ મહુવા બંદરની પાસેના વડાળ ગામના રહીશ હતા. કપોળમાં પંકાયલા નવલખી નામે ખાનદાનમાં નાગરદાસ હીરજી મોદીનું આબરૂદાર ઘર છે તે કરસનદાસનું મોસાળ થાય. એને ઉછેરવાનું માન એ મોસાળીઆંને છે. આનું કારણ શું? બાપે એની સંભાળ શા વાસ્તે ન લીધી તે મારા જાણવામાં નથી. બચપણમાં માનું મરણ થયું અને બાપે પુનર્લગ્ન કર્યું તેથી તેનું રહેવું મોસાળમાં થયું, કે મા જીવતાં બાપ જોડે બનાવ નહોતો? કરસનદાસની માની મા અને માનો બાપ પણ તેની બાલ્યાવસ્થામાં મૃત્યુ પામેલાં જણાય છે, કેમકે માની

---

૧ સ્રી બોધ પાનું ૧૬૫, સને ૧૮૬૮. કોઇ કહેછે કે વડાળ ગામમાં જન્મ્યા હતા. રા. મનસુખરામ સૂ. ત્રિપાઠી કૃત વાર્તિક, પાનું ૪૫, સને ૧૮૭૯.

તેનું રક્ષણ કર્યું હતું.

ગામઠી અને પછી સરકારી નિશાળમાં ભણવા સં-
.વિગત માલૂમ પડી નથી. ૨૧ વરસની ઉમરે એ·
ટન ઇન્સ્ટિટયુશનમાં ઈંગ્રેજી ભાષાનો અભ્યાસ કરતા
તેવામાં એક બનાવ બન્યો. એથી કરસનદાસને આ-
પડી; પરંતુ તે તેના મનની હાલત દર્શાવે છે. એ બુ-
.ન અને ચંચળ હતા, અને પોતાની ઉગતી જુવાનીનાં
.ા આળસમાં કે રમતમાં ગાળ્યાં ન હતાં એવું અનુમાન
પરથી કરી શકાય.

મુંબાઇમાં કેળવણીનો આરંભ થયાને હજી લાંબી મુ-
.ા થઇ ન હતી તેટલામાં કેળવણી લેનારાએ તેના લાભ
:ખાડવા માંડયા. એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટયુશનના હોંસીલા વિદ્યા-
ગુરૂ જાણતા હતા કે નિશાળમાં ભણવાનો આરંભ માત્ર
થાયછે, ભણવાનું પૂરૂં થતું નથી. કેળવણી અને જ્ઞાન સંપાદન
કરવાની શરૂઆત શાળામાં થાયછે, તેને વધારવાને નિશાળની
બહાર અને નિશાળેથી ઊઠયા પછી, ધંધામાં પડયા પછી,
પ્રયત્ન જારી રાખવો જોઈએ. એ અર્થે તેમણે પોતાની
પાસે શીખેલા જુવાનોને મંડળીઓ સ્થાપવાનો માર્ગ દેખાડયો
હતો. એમ કરવું એ બધા શિક્ષકોનો ધર્મ છે. ઈંગ્રેજી અને
દેશી ભાષાઓમાં નિબંધો લખી સભામાં વાંચવા, તથા ભા-
ષણ કરવાં, અને તેઓ વિષે ચર્ચા કરવી એ પોતાની
કેળવણી અને વિદ્યામાં ઉમેરો કરવાનો સારો રસ્તો છે. આ
કામમાં પ્રોફેસર રીડનો ઉપકાર આપણા ઉપર મોટો છે.
સ્ટયુડન્ટસ સોસાઈટીને અને તેની શાખાઓને ઉત્તેજન આ-
પવામાં તેણે ઘણી મહેનત કરી હતી. એ સોસાઈટીની એક
શાખાનું નામ "ગૂજરાતી જ્ઞાનપ્રસારક મંડળી" હતું. એ
મંડળીમાં નિંબધો વંચાતા, તે સાંભળવાને માસ્તરો વિદ્યા-

ર્થીઓ, અને સદ્‌ગૃહસ્થો ભેગા થતા. જ્ઞાન મેળવવાને લોભી મનના કરસનદાસને આ મંડળીએ આકર્ષણ કર્યું. કેટલાકનાં મન મંદ, કઠણ, અને બીકણ હોય છે. ખરૂં ખોટું તેમનાથી ઝટ પરખાતું નથી, સુબોધની અસર તેમના પર ઉતાવળે થતી નથી, અને થયા પછી સુધારો કરવાને ડરે છે. કરસનદાસનું મન એથી ઉલટી પ્રકૃતિનું હતું. પુસ્તકો વાંચવાથી અને પ્રૉફેસર દાદાભાઈ નવરોજજી, દાકતર ભાઉ દાજી, વગેરે નવા વિદ્વાનોનાં ભાષણો સાંભળી તેનું મન જાગ્રત થયું, બ્રાહ્મણ વાણીઆમાં નિર્દોષ બાળ વિધવા ઉપર અન્યાય, જૂલમ, અને ક્રૂરતાથી થતી પીડા દૂર કરવાને સૂરતમાં બહાદુર દુરગારામ મહેતાજીએ યત્ન કરવા માંડ્યો. ગૂજરાતી જ્ઞાન પ્રસારક મંડળીમાં એ બાબત ચર્ચા ચાલી. આ વિષે નિબંધ લખનારને રૂ ૧૫૦ ) ઇનામ આપવાનું કોઈ દયાળુ પારસી *ગૃહસ્થે માથે લીધું. તે પરથી મંડળીના સેક્રેટરી એદલજી પુશીઆએ સને ૧૮૫૩માં જાહેર ખબર છપાવી. એ ઇનામ મેળવવાની ઉમેદ કરી કરસનદાસે નિબંધ લખવા માંડ્યો. જૂના વિચારના ઘરડા માણસ એ કામની વિરૂદ્ધ હોય તેમાં નવાઈ નથી. પણ કરસનદાસની માની કાકી તો એ કામની મોટી શત્રુ હતી એમ જણાય છે. નિબંધ તેનાથી છાનો લખવા માંડ્યો. કરસનદાસ કહેતા કે ઘરના કોઈ આદમીએ તેની ટેબલમાંથી લખેલા

---

* એ પરોપકારી ગૃહસ્થ કોણ તે મારા જાણવામાં નથી. એ ઇનામ કવિ દલપતરામ ડાહ્યાભાઇને મળ્યું. એમનો નિબંધ સારો છે. એ વખતે ભય એટલો હતો કે નિબંધ લખનારનું નામ તેની ઇચ્છાથી છુપાવ્યું હતું. પ્રબંધ છપાવવાનો ખર્ચ પણ ઇનામ આપનારે આપ્યો. એ છપાયો તે વારે વિધવાનાં પુનર્લગ્ન કાયદાસર છે એવું સરકારે ઠરાવ્યું હતું. એ કાયદાસર જે વિધવા પરણે તેને નાત બહાર મૂકનાર ગુનેગાર થાય કે નહિ તે બાબત બારિસ્ટરનો અભિપ્રાય લેવાને મે રૂ૬૦] એક વકીલને આપ્યા, પણ તે કોઈ ખાઇ ગયું ને અભિપ્રાય લખાયો નહિ.

કાગળ ચોરીને કાકીને આપ્યા. કાકીનો ગુસ્સો બેહદ હતો. તુરત તેણીએ કરસનદાસને ઘરમાંથી જવાને ફરમાવ્યું. મુદ્દા સાથે ચોર પકડાયો એટલે સજા કરવાને વાર લગાડવાનું કારણ નથી. વિધવાને ફરી પરણાવવાનો તેનો અભિપ્રાય લખેલો પકડાયો. પછી સજા કરવામાં ઢીલ કરી નહિ. પણ બેશક એટલી બધી શિક્ષાને તે યોગ્ય ન હતો. જારીજુગારી કે ચોરી કરી નહતી, કે જ્ઞાતિનો કે નીતિશાસ્ત્રનો કોઈ નિયમ ભંગ કર્યો ન હતો. માત્ર મતભેદ હતો. આ વહેમી કપોળ બાઇએ મતભેદને અપરાધ ગણ્યો તે શું માફ થાય તેવો નહતો? ઘરને ખૂણે શીખામણ દઈને માંડી કેમ ન વાળ્યું? માશી હોય તો ભાણેજને એમ રઝળાવે નહિ. માશી ને કાકીમાં ફેર તે ફેર. આટલાં વરસ પાળી ઉપકાર કર્યો તો હવે તે જારી રાખવો હતો. બાપની તરફથી કાંઇ મદદ મળતી નહિ અને આમ મોસાળનો આધાર ગયો તેથી બિચારા કરસનદાસને વિદ્યાભ્યાસ પૂરો થયા પહેલાં રોજગાર શોધવાની જરૂર પડી ને ભણવામાં હરકત પડી; પરંતુ હિમ્મત ન છોડતાં સુધારાના પક્ષને તે વળગી રહ્યા. કાલેજમાં સ્કાલરશિપ મળવાથી થોડા વખત સુધી જેમ તેમ ઘર ખર્ચ ચલાવી તંગીમાં છતાં વિદ્યાભ્યાસ કર્યો; પણ તેને કાલેજ છોડવાની ઉતાવળે જરૂર પડી.

ગૂજરાતી જ્ઞાન પ્રસારક મંડળીમાં કેટલાક હિંદુ જુવાનીઆ સામિલ હતા; પરંતુ એ મંડળીનો મોટો ભાગ અને તેના આગેવાનો પારસી હતા. એ પારસી મિત્રો સારા ઉદાર માણસ હોઈ સ્વદેશી હિંદુઓની હાલત સુધારવાને મદદ કરતા, અને તેમનાં સંબંધી ભાષણો હોંસથી સાંભળતા. તથાપિ હિંદુ કોમની જુદી સભા હોય તો વધારે હિંદુઓ તે સભામાં આવે, ભાષણો સાંભળે, અને તેથી ફાયદા વ-

ધારે થાય એવું સંભવવાથી "બુદ્ધિવર્ધક હિંદુ સભા" નામે ત્રીજી શાખા સ્ટચુડંટ્સ સોસાઇટીને થઇ. મુંબાઇની પાંજરાપોળની પાસેના બંગલામાં થોડાક જુવાનીઆ અરસપરસ સુધારવાને મળતા. તેઓ નાના નાના નિબંધ વાંચતા અને વાદ વિવાદ કરતા. જ્ઞાન પ્રસારક મંડળીથી થતો લાભ જોઇ તેમણે હિંદુઓની સભા સ્થાપવાની ધારણા કરી.[2] એ ધારણા પાર પડી. સને ૧૮૫૧ના માર્ચ માસમાં આ રૂડું કામ તેમણે *કર્યું. એજ વરસની આખરે એ મંડળીએ "બુદ્ધિવર્ધક ગ્રંથ અંક ૧લો" પ્રગટ કર્યો. એમાં એ સભાની ઉત્પત્તિનો હેવાલ આપ્યો છે. કારભાર ચલાવવાને કારોબાર મંડળીમાં આઠ નામ છે તેમાં કરસનદાસ મુળજીનું નથી, પણ સભાસદોની ટીપમાં ૫૦મું નામ એનું છે. એ વેળા તે સુધારાની ફોજના પાછલા ભાગમાં હતા. મોખરે આવવાને ઘણીવાર લાગી નહિ.[3]

સને ૧૮૫૩માં કરસનદાસે બુ. હિં. સભામાં દેશાટન વિષે નિબંધ વાંચ્યો. નિબંધની ખૂબી અને તે વાંચવા-

---

૨ "તે સમયનો ઉત્સાહ કાંઈ જુદો જણાયછે. તે દિવસના અભ્યાસિયો ખરા વહેવારિયા હતા. તેઓ જે વિદ્યાધન લેતા હતા તેમાંથી ઉપાર્જન કરી વ્યાજ સાથે પાછું આપતા હતા. કેટલાક ટીકાકાર કહેછે કે, હાલ પારકે પૈસે પનોતા થઈ કેટલાક લેવાસા પોતાના સંકોચિત સ્વાર્થમાં બૂડી લોકને રડાવેછે. * * તેવા તે સમયના ભણનારા નહતા. તેઓ વિદ્યા ભણતા તેનો લાભ બીજાઓને પણ આપવા પ્રયત્ન કરતા." મ. સૂ. ત્રિ. વાર્તિક, પાનું ૫મું.

* બુદ્ધિવર્ધક સભા હવે છે કે નહિ? જ્ઞાન પ્રસારક સભા હજી ધમધોકાર ચાલેછે! શાબાશ છે પારસીઓને! મુંબાઇના હિંદુ જુવાનીઆ ને મોટા જાગો, ને આબરૂ સાંભાળો!

૩ "શેઠ નવરોજી ફરદુનજી" [આગળ ત્રાઇબુન ઓવ ધી પીપલ કહેવાયા], "આપણા દેશના ફ્રેંકલીન શેઠ દાદાભાઇ નવરોજી, ડા. ભાઉદાજી આદિ મહાપુરૂષો પોતાનાં બોધકારક વચનો રૂપી દીવાશળિયોથી દેશ દેશાવરમાં ઘણા દીવા પ્રકટતા હતા. કરસનદાસમાં પણ તેમાંના કોઇથી દીવો પ્રગટાયો જણાય છે." મ. સૂ. ત્રિ. વાર્તિક, પાનું ૫મું.

ની છટાથી તેની મનશક્તિ અને હોંસ જણાઇ. સભાસદોમાં તેનું માન વધ્યું. એજ વરસમાં સભાએ તે નિબંધ કેટલાક ગૃહસ્થોની મદદવડે છપાવ્યો. એ ગૃહસ્થોનાં નામ પ્રગટ કર્યાં હોત તો ઉપયોગી થાત. જે નાનકડા નિબંધને પ્રસિદ્ધ કરવામાં તેમણે આશરો આપ્યો તેમાંથી શું નીકળવાનું છે તેનો ખ્યાલ તેમના લક્ષમાં હશે નહિ. બુદ્ધિવર્ધક ગ્રંથનો ૧લો અંક સ્ત્રી કેળવણીના લાભ વિષે છે. તેના જેવોજ આ બીજો ઉપયોગી છે. ૧લા અંકની આખરે સભાનો હેવાલ આપ્યો છે તેમ બીજાને અંતે પણ લખ્યો હોત તો હાલ તે મનોરંજક લાગત. નિબંધની ભાષા મુંબાઈની ગૂજરાતી છતાં લખનારાના જુસ્સાએ કરીને અસરકારક હતી. શ્રોતાઓમાં કેટલાકનાં મન ઉસ્કેરાયાં, અને લાગ આવે તો દેશાટન કરવાની ઉત્કંઠા કોઈકને થઈ. નિબંધ નાનો છે, પણ તે રચનારનો ઉમંગ, સ્વદેશ પ્રીતિ, જ્ઞાન, અને વિષય ગોઠવવાની શક્તિ દેખાડે છે. બુદ્ધિવર્ધક સભાની દરેક બેઠકમાં તો ઘણુંકરીને સભાસદો તથા કેટલાક બીજા તરૂણો આવતા; પરંતુ કોઇ કોઇ પ્રસંગે મુંબાઇના શેઠ શાહુકારોને ચીઠીઓવડે આમંત્રણ કરી તથા ખાનગી મળી બોલાવતા. કરસનદાસ મુળજીનો દેશાટન વિષેનો રસાલો વાંચવાને દિવસે એમ કર્યું હતું, તેથી શેઠીઆ વગેરે નાના મોટા ઘણા માણસ સાંભળવા આવ્યા હતા.

નિબંધ વાંચનાર અને બુ. વ. હિં. સભાના મેમ્બરો પોતાના દેશના હિતેચ્છુ છે, અને સભાની વિરૂદ્ધ લોક બોલે છે તે ખોટું છે એમ બતાવી નુકસાનકારક જૂના ચાલ કહાડી નાંખી સારે રસ્તે જવાની જરૂર ઉપર ભાષણ કર્ત્તા ઉતરી પડે છે. સ્ત્રીઓને અભણ રાખવી, બચ્ચાંને ઘરેણાં પહેરાવવાં, અને બાળલગ્ન એ ત્રણ ખોટી રસમો વિરૂદ્ધ

સભામાં ચર્ચા થઇ ચૂકી હતી, માટે પરદેશોમાં નહિ જવા સંબંધી જૂઠા વહેમ અને મોટી ભૂલ દેખાડી આપવાનું કામ કરસનદાસે માથે લીધું. આ સંબંધી જે દલીલો બતાવી છે તેમાંની એક જબરી જે હાલ બહુ ડોહોળાઇ રહી છે, તે એ છે કે પરદેશોમાં હુનરનો સુધારો થવાથી અને સંચાની મારફતે સસ્તો માલ બનવાથી આ દેશના લાખો કારીગરોનો રોજગાર બંધ પડી ગયો છે, અને લોકને ધંધો ન હોવાથી દેશ નિર્ધન થઈ જવા આવ્યો છે, માટે પરદેશમાં હુનરો શીખવા જવું જોઇએ. નિબંધને ટેકો આપવાને સભાની કારભારી મંડળીએ તેની જોડે "પૂરવણી પ્રગટ કરી છે. એથી નિબંધને ભલો આધાર મળ્યો અને તેનું વજન વધ્યું. કરસનદાસના આ પહેલા અને બાળ પ્રયત્નને કુમકની જરૂર હતી. જંગબાર, મોખા, બસરા, સીંગાપુર, જાવા, કાબુલ, સમરકંધાદિ મ્લેચ્છ શહેરોમાં શાવક વાણીઆ, વૈષ્ણવભાટીઆ, અને લુહાણા, અને નાનકપંથી મુલતાનીઓ, તથા સારસ્વત બ્રાહ્મણો વેપાર કરવાને જાયછે અને ઘરબાર માંડી વસે છે, એવું તે પૂરવણીમાં જણાવ્યું છે. નડીઆદના ખરેખરા બહાદુર દેસાઇ સામળદાસ દેસાઇભાઇનો દાખલો પણ આપ્યો છે.

**"नडीआद गामनी नव भागोळो, नयणा भरीनेनरखो:**
**सो पेढीओ शोधीजुओ, पण नहीं सामळदाससरखो."**

અર્વાચીન કાળમાં એ દેસાઈ વિલાયત જઇ આવ્યા અને સ્વકુટુંબીઓથી તથા સ્વદેશીઓથી માન પામ્યા, તથા મુસલમાની દેશોમાં શાવકવાણીઆ, ભાટીઆ વગેરે જાયછે એ બતાવી પ્રાચીનકાળમાં બ્રાહ્મણો અને ક્ષત્રીઓ, પારસી, યવનાદિ દેશોમાં જતા, તેના પુરાવા આપી તથા અનેક

કારણો દેખાડી ભરતખંડની બહાર ચારે પાસ પ્રવાસ કરવાની જરૂર અને લાભ સમજાવ્યા છે. સર્વ પૃથ્વી પરમેશ્વરની છે, માટે અટક નદીએ અટકી રહેવું એ ખોટો વહેમ છે, એવું જયપુરના પ્રતાપી રાજા માનસીંગજીએ કાબુલ ઉપર સ્વારી કરતી વેળા કહ્યું હતું.

**सबी भूमी गोपाळकी, वामे अटक कहाः**
**ज्याके मनमे खटक है, सोई अटक रहा.**

કહ્યા પ્રમાણે કરે, જે શીખામણ બીજાને આપે તે પ્રમાણે પોતે વર્તે તેવા થોડા પુરૂષો બુદ્ધિવર્ધક સભામાં હતા. આ પુસ્તક પ્રસિદ્ધ થયા પછી સાતે વરસે જોગવાઈ મળવાથી એ સભાના એક બ્રાહ્મણ મેમ્બરે અને તેના પછી બે વર્ષે કરસનદાસ મુળજીએ પંડે વિલાયતની મુસાફરી કરી. એ વિષે આગળ કહેવામાં આવશે. હવેથી એ આગળ પડ્યા ને સભાની મેનેજીંગ કમિટીમાં પેઠા.

---

## પ્રકરણ ૨ જું.

ગોકળદાસ તેજપાળ વિદ્યાલય. બુ. હિં. સભાની નિશાળો. રાસ્તગોફતાર. સત્યપ્રકાશ. બુદ્ધિવર્ધક ગ્રંથ. દિસા સ્કૂલના હેડ માસ્તરની નોકરી.

હવે કરસનદાસની ખ્યાતિ વધતી ગઈ. મોટા દિલના પરોપકારી શેઠ ગોકળદાસ તેજપાળે મુંબાઇના માંડવી બંદરે રહેનારા લોકના છોકરાને સારૂ ધર્માદા નિશાળ સ્થાપી, તેના મુખ્ય ગુરૂનું કામ તેને સોપ્યું. જે કામ હાથમાં લે તે ઉપર મન મૂકીને મંડે એવી કરસનદાસની ખાસીયત હતી. એના ઉમંગથી ઉપશિક્ષકોનાં હૃદય ઉમંગી થયાં. નિશાળીઆની સંખ્યા અને અભ્યાસ બેઉમાં શાળા વખણાઇ, અ-

ને તેના સ્થાપનારના અંતઃકરણને સંતોષ થયો.

આ રોજી મળવાથી નિર્વાહની આપદા મટી એટલે તેના ઉલ્લાસી મનને સ્વદેશ સુધારાના કામ પાછળ લાગવામાં અટકણ રહ્યું નહિ. બુદ્ધિવર્ધક સભાનો ઉદ્યમ વધતો ચાલ્યો. મુંબાઇના ગૂજરાતી અને કચ્છી હિંદુઓમાં સુધારો કરવાનું તે મુખ્ય સાધન થયું. સભાએ બે કન્યાશાળા સ્થાપી, એક કોટમાં અને બીજી બહારકોટ; પણ તેનો ખર્ચ ચલાવવાને પાસે નાણા ન હોવાથી હોંસીલા સભાસદો વારા ફરતી નિત્ય ત્યાં ભણાવવા જતા. સર મંગળદાસ નથુભાઇએ કોટમાં પોતાની ચાલીમાંની એક ઓરડી વગર ભાડે નિશાળને સારૂ આપી, તે કરસનદાસના વાસની પાડોશમાં હતી, તેથી ત્યાં જવાનું અને તપાસ રાખવાનું કામ તેણે તથા કોટમાં રહેનારા બીજા સુધારાવાળા તરૂણોએ માથે રાખ્યું. કેટલાક વખત પછી સર મંગળદાસે તે શાળાનો ખર્ચ માથે લીધો. ત્યારથી કરસનદાસે તેની દેખરેખ રાખવાનું કામ પરમાર્થે કર્યું.[૪] બહારકોટમાં ભગુડીઆની ચાલીમાં તેના માલિક વીજભુખણદાસ અને તેના ભાઇઓએ એક ઓરડી નિશાળને માટે વગર ભાડે આપી હતી. એ બહારકોટના સુધારાવાળા ચલાવતા. સભાએ એક છોકરાની નિશાળ પણ સ્થાપી હતી તે ઉપર પણ કરસનદાસનું લક્ષ હતું. કાળકાદેવીને રસ્તે જગન્નાથ હેમરાજ ગાંધીના ઘરમાં એ નિશાળ હતી, ને તેમાં દર રવિવારે સાંજ પછી સભા ભરાતી. કરસનદાસ પોતાનું મકાન દૂર

---

૪ સર મંગળદાસ નથુભાઈ મોટા શ્રીમંત તથા સુધારાના મિત્ર હોવાથી નાણાની મદદ કરતા. ધનવાન પુરૂષો ધનથી અને વિદ્વાન પુરૂષો તનમનથી મદદ કરે તોજ સ્વદેશની ઉન્નતિ થાય. એ પ્રમાણે એ સમે મુંબાઈમાં થતું હતું. સર્વ ઠેકાણે એમ થવું જોઇએ.

છતાં અહીં આવી વખતે વખતે ભાષણ કરતા. પરંતુ એટલા ભાષણથી એનું ચંચળ અને સ્વદેશહિત ઇચ્છનાર ઉમંગી મન ધરાયું નહિ. પોતાના અજ્ઞાન જાત ભાઇનું ભલું કરવાને બીજા ઉપાય કરવાની તેને જરૂર માલૂમ પડી.

ભરતખંડમાં ઇંગ્રેજી રાજ્ય થયાથી કલકત્તા, મુંબાઈ, વગેરે મોટાં શહેરોમાં ઇંગ્રેજી વર્તમાન પત્રો પ્રગટ થવા લાગ્યાં, તેમનું દેખાદેખી કેટલાક દેશીઓએ વર્તમાન પત્રો કહાડયાં. આ દેશમાં એ બાબત નવી હતી અને તેથી થોડાજ લોક તે ખરીદ કરતા અને વાંચતા; તેમ તે સારાં લખાતાં પણ નહિ. એડિટરો કેળવણી પામેલા ન હતા, સુધરેલા ન હતા, અને સ્વદેશીઓને સુબોધ કરવાને કોઈ રીતે યોગ્ય ન હતા. નિન્દાના ડરથી કે બીજી કોઇ રીતે લોક પાસેથી નાણા કહડાવવાં એ તેમનો મુખ્ય હેતુ હતો. પછી તે રીત સુનીતિની વિરૂદ્ધ હોય કે નહિ તેની તેઓને દરકાર ન હતી. પ્રજામાં જ્ઞાનનો અને સુવિચારનો ફેલાવો કરવાનું આ મોટું સાધન આવી માઠી હાલતમાં જોઇ કેટલાક પરગજુ પારસી સુધારાવાળાએ રાસ્તગોફ્તાર નામે સુધરેલું પત્ર દર આદિતવારે પ્રસિદ્ધ કરવા માંડયું. સારૂં ન્યુસપેપર વાંચવાનો પ્રજાગાં શોક ઉત્પન્ન કરવા માટે કેટલાક પરોપકારી અને સ્વદેશાભિમાની પારસી વિદ્વાનો અને પારસી ગૃહસ્થોએ મળી "રાસ્તગોફ્તાર" પત્ર ચલાવવા માંડયું તે લેવાનું લોકને મન થાય માટે તેની કીમત પ્રથમ માત્ર મહીને બે આના એટલે દર પત્રે અર્ધો આનો ઠરાવ્યો. દર રવિવારે તેને ખરીદ કરનારને બે પૈસામાં ભારે મૂલનો માલ મળવા લાગ્યો. આટલી હલકી કીમતથી "રાસ્તગોફ્તારનું" ખર્ચ પૂરૂં પડે નહિ માટે એવી વહેચણ કરી હતી કે વિદ્યાવાને વિષયો મફ્ત લખવા ને પત્ર ચલા-

વવું, અને ધનવાને નાણાની ખોટ પૂરી પાડવી. આ વહેંચણ ઉત્તમ હતી. તે કરનારને ધન્ય છે! વળી એક બીજા માટે તેમને શાબાશી ઘટે છે. તેમણે રાસ્તગોફતાર માત્ર પારસી કોમને માટે કર્યું ન હતું. તેઓના જીવ નાના ને સાંકડા ન હતા. બધા દેશીઓને એથી લાભ મળે એવી તેમની ગોઠવણ હતી. જેમ ઈંગ્લાંડમાં રહેનારા બધા ઈંગ્રેજ એક પ્રજા, ફ્રાંસમાં રહેનારા બધા ફ્રાંસિસ ( ફ્રેંચ ), જર્મનિમાં રહેનારા બધા જર્મન તેમ ધર્મભેદ છતાં આપણે બધા એક પ્રજા છીએ એમ સર્વ દેશીઓએ સમજવું જોઈએ અને તે પ્રમાણે વર્ત્તવું જોઇએ. રાસ્તગોફતારને જન્મ આપનારામાં આ ડહાપણ હતું. હિંદુઓના સુધારાને માટે પણ તેમાં લખાતું, અને તે લખનારામાં કરસનદાસ મુળજી મુખ્ય હતા.

પણ આટલાથી તેનું ઉત્સાહી મન તૃપ્ત થયું નહિ. તેના મનમાં એટલું બધું લખવાનું હતું કે તે રાસ્તગોફતારમાં માય નહિ. જે યુક્તિથી એ પત્રને જશ મળ્યો તેજ યુક્તિએ "સત્યપ્રકાશ" નામે જુદું વર્ત્તમાન પત્ર સ્થાપવાનો મનસુબો કરસનદાસે કર્યો. હિંદુ શેઠીઆમાંથી કેટલાકે તેને આશરો આપ્યો. એમાં સર મંગળદાસ નથુભાઇ મુખ્ય હતા. કેટલાક વખત સૂધી એ પત્રનો નિભાવ કરવાને નાણા સંબધી જોખમ એ સ્વદેશ મિત્ર અને ઉદાર શેઠે માથે રાખ્યું. પૈસા કમાવવાની આશા ન રાખતાં માત્ર સ્વદેશ હિતને માટે કરસનદાસે સને ૧૮૫૫ માં સત્યપ્રકાશનો આરંભ કર્યો. આ તોપમાંથી છૂટતા ગોળા વહેમગઢને અને અનીતિના કોટને વાગવા લાગ્યા, અને તેથી જેઓ મૂર્ખ ને દુષ્ટ હતા તેઓ કોપ્યા. એનું લખાણ જુસ્સા ભરેલું હતું. કારણ બતાવીને, હાંસી કરીને, અને ઠોક પાડીને એણે તે-

મને શીખામણ દીધી. દેવાં કરીને નાતો જમાડવાની અને મોટા વરઘોડા કાઢવાની મૂર્ખાઈ, ગંદામાં અર્ધા નાગા જમવા બેસવાની રીત, હોળીના દુષ્ટ તહેવાર, વૈષ્ણવ મંદિરોમાં થતો બિગાડ વગેરે ઘણી બાબતો પર એણે લખાણ કર્યું. લગ્નને પ્રસંગે હિંદુ સ્ત્રીઓ લાજ તજી જંગલી બની ફટાણા ગાયછે, તે અટકાવવાને એણે બહુ ઉપદેશ કર્યો; પણ—

**उपदेशोहि मूर्खाणाम्, प्रकोपाय न शांतये ।**
**पयः पानं भुजंगानाम्, केवलं विषवर्धनम् ॥**

જેમ સાપને દૂધ પાવાથી તેનામાં ઝેર વધેછે, તેમ મૂર્ખને શીખામણ દેતાં તે રીસ કરેછે. શીખામણથી એ ગીતો અટક્યાં નહિ ત્યારે કરસનદાસે કેટલીક ફટાણા ગાનારી નફ્ટ કપોળ નારીઓનાં નામ છાપી પ્રસિદ્ધ કર્યાં. એથી એની નાતમાં ખળભળાટ થયો, અને એને નાત બહાર મૂકવાને કેટલાકે મહેનત કરી, પણ તે પાર પડી નહિ.

મુંબાઇના જુવાન હિંદુ સુધારકોમાં હવે કરસનદાસ મોખરે આવી પહોંચ્યા હતા. સને ૧૮૫૬ માં બુ. હિ. સભાએ “બુદ્ધિવર્ધકગ્રંથ” નામે માસિક પુસ્તક પ્રગટ કરવા માડ્યું. એ વરસમાં સભાનો વહીવટ કરનાર મંડળીમાં એ નીમાયા. પાંચ વરસ પર એ સભા સ્થાપન થઇ, તે વેળા પ્રાણુલાલ મથુરાંદાસ સરનશીન, મોહનલાલ રણછોડદાસ મુનશી, અને ગંગાદાસ કીશોરદાસ ખજાનચી હતા. પહેલા બેને નોકરી મળવાથી તેઓએ મુંબાઈથી મુકામ ઉઠાવ્યો, તેથી ત્રીજા નંબરના ગંગાદાસ પ્રમુખ થયા, પરંતુ

કમિટીના બીજા કેટલાક સભાસદો પાછળ પડયા;* જેઓ તેમની પછવાડે ચાલનારા સિપાઇ હતા તેમાંના કેટલાક પોતાની હોંસ અને હિમ્મતથી સુધારાના લશ્કરના સરદાર થયા. એ સરદારોમાં કેટલાક જબરા હતા, પણ એમની સેના નબળી, નાની, અને બીકણ હતી. સભાની ભાષામાં પણ ફેરફાર થયો. સરનશીનને બદલે પ્રમુખ, મુનશીને બદલે સેક્રેટરી, રસાલાને ઠેકાણે નિબંધ, કારોબારીને ઠેકાણે વહીવટદાર. નર્મદાશંકર, જવેરીલાલ વગેરે મોફ્યુસીલથી મુંબાઇમાં ભણવા આવ્યા હતા તેઓએ શુદ્ધ ગુજરાતી દાખલ કરવા માંડી.

સદરહુ માસિક ગ્રંથ પ્રગટ કરવાનો વિચાર કરવાને કમિટી મારે ઘેર મળી તેવારે કરસનદાસે પણ તેને માટે વિષય લખી મોકલવાનું કબૂલ કર્યું હતું. પરંતુ મને લાગે-છે કે સત્ય પ્રકાશના કામમાં એ એટલા રોકાયા હતા કે આમાં તેમનાથી ઝાઝી સહાય આપી શકાતી નહતી.

હવેથી સભા મહીને મહીને મળતી જણાયછે, પણ તેનું કામ અને અગત્ય કેટલાં વધ્યાં હતાં તે એ વરસના તેના રીપોર્ટ ઉપરથી જણાયછે.

"તા. ૨૦ મી જાનેવારી—એ દહાડે સાંજે બુદ્ધિ વર્ધક હિંદુ સભાની (એ વરસની) પહેલી બેઠક જગન્નાથ હેમરાજના ઘર મધ્યે મુ. નિશાળમાં થઇ. પ્રમુખસ્થાને ભાઇ

---

* ઉપર કહેલા ત્રણ ઉપરાંત સને ૧૮૫૧ માં

કલ્યાણદાસ શીવલાલ, પેશકાર ખજાનચી.
ચીમનલાલ નંદલાલ
મયારામ શંભુનાથ
હરીવલવદાસ બાળગોવિંદદાસ.
નારણદાસ કલ્યાણદાસ. } મેંબર

સને ૧૮૫૬ માં

ગંગાદાસ કીશોરદાસ-પ્રમુખ.
નર્મદાશંકર લાલશંકર—ઉપપ્રમુખ.
ચીમનલાલ નંદલાલ
મુરલીધર ગીરધર } કીલેદાર.
કરસનદાસ મુળજી
જવેરીલાલ ઉમીયાશંકર
કરસનદાસ માધવદાસ
ત્રીભોવનદાસ દવારકાંદાસ } વહીવટદારો.
મહીપતરામ રૂપરામ. સેક્રેટરી.

ગંગાદાસ કીશોરદાસ બિરાજ્યા પછી સેક્રેટરીએ સભાનો ગયા વરસનો રીપોર્ટ અને કોટ* અને બાહારકોટ મધ્યેની બુ. નિશાળોના પરીક્ષકોએ એ નિશાળના વાર્ષિક રીપોર્ટો વાંચ્યા. પ્રમુખે ગયા વરસનાં સભાનાં કૃત્યો અને તેની આ વરસની આશા એ વિષયે સારૂં ભાષણ કીધું; અને બીજા કેટલાએક સભાસદોએ પણ દેશ સુધારા વિષે પોત પોતાના વિચાર જણાવ્યા. સભા કલાક દશને સુમારે ઉઠી; તેમાં આશરે ૭૫ માણુસ હતા."

એ પછી મંગળવાર તા. ૧૨ મી ફેબરવારીએ સભા મળી તેમાં મોટા ગૃહસ્થો આવ્યા હતા. "સાંજે ૬ કલાકે બુદ્ધિવર્ધક સભા પોતાની હમેશની જગાએ મળી. પ્રમુખ સ્થાને ભાઈ ગંગાદાસ કીશોરદાસ બિરાજ્યા. તે વેળા શેઠ વરજીવનદાસ માધવદાસ, શેઠ મંગળદાસ નથુભાઇ, ડાક્ટર ભાઉ દાજી, ડાક્ટર આત્મારામ પાંડુરંગ, રાજેશ્રી દાદોબા પાંડુરંગ, શેઠ શાપુરજી દોરાબજી, શેઠ ગોકળદાસ તેજપાળ, શેઠ કલ્યાણદાસ મોહનદાસ, શેઠ લખમીદાસ ખીમજી, શેઠ જગન્નાથ હેમરાજ, શેઠ પ્રાણજીવનદાસ તુળશીદાસ, શેઠ ભગવાનદાસ પરસોતમદાસ, શેઠ લલુભાઇ ઘેલાભાઇ, શેઠ શીવદાસ મોહનજી અને અમદાવાદના નગરશેઠ પ્રેમાભાઈ હેમાભાઈ તથા શેઠ દલપતભાઈ ભગુભાઈ વગેરે ૧૫૦ ગૃહસ્થો હતા. સેક્રેટરીએ ગઈ સભાનું કામ વાંચી સંભળાવ્યા પછી ભાઈ નર્મદાશંકર લાલશંકરે સ્વદેશાભિમાન વિષે નિબંધ વાંચ્યો." એ પછી કેટલાક ગૃહસ્થોએ એ બાબત ભાષણો કર્યા, અને અમદાવાદના નગર શેઠે રૂ ૧૦૦) સભાને ભેટ કર્યા. બુ. હિં. સભા કેટલી ઉપયોગી થઇ હતી અને કેટલી મોટાઈને પહોંચી હતી તે દેખાડવાને ઉપલા ઉ-

* કોટની બુદ્ધિવર્દ્ધક નિશાળના પરીક્ષક કરસનદાસ મુળજી હતા.

તારા પ્રગટ કર્યાછે.

"તા. ૧લી જુન—રવિવારની સાંજે સભા મળી તે વખતે પ્રમુખ સ્થાને ભાઇ કરસનદાસ મુળજી બેઠા. સેક્રેટરીએ જાણુ કીધું કે આપણી સભા હાલ ઘણા દિવસ થયાં મળતી નથી તેનું કારણુ એ કે બેસવાને બાંક જે ઠેકાણેથી મળતા હતા તે કાંઇ અડચણથી મળવા બંધ થયા હતા. પણુ હાલમાં કેટલાક ગૃહસ્થોએ એક મોટી ટીપ ઊભી કરી સભાને જેટલા બાંક જોઇતા હતા તેટલા રૂ ૭૦)ના કરાવી આપ્યા. તેઓનો સભા ઘણો આભાર માનેછે."

એ દહાડે સુધારાની ફોજના સેનાપતિ કરસનદાસ મુળજી હતા એટલુંજ નહિ, પણુ એ ટીપમાં તેનું નામ પહેલે નંબરે છે.[1] સભાની આગેવાનીમાં કેટલી ઉથલ પાથલ

| નામ. | રૂપિઆ. | નામ. | રૂપિઆ. |
|---|---|---|---|
| ૧કરસનદાસ મુળજી | ૧૦ | તુલસીદાસ વરજદાસ | ૧ |
| મહીપતરામ રૂપરામ | ૬ | ઝવેરીલાલ ઉમીઆશંકર | ૧ |
| નર્મદાશંકર લાલશંકર | ૫ | નાનાભાઈ હરીદાસ | ૧ |
| મુરલીધર ગીરધર | ૫ | ધીરજલાલ મથુરાંદાસ | ૧ |
| કરસનદાસ માધવદાસ | ૫ | ભાસકર ભાઈજી | ૧ |
| પ્રેમચંદ રાયચંદ | ૫ | કહાનદાસ કાળીદાસ | ૧ |
| દલપતરામ પ્રાણજીવનદાસ | ૫ | મનસુખરામ નરસીંહદાસ | ૧ |
| હરીલાલ મોહનલાલ | ૩ | નારાયણ મહાદેવ | ૦॥ |
| પ્રાણજીવનદાસ વાઘજી | ૩ | મોતીરામ ત્રીકમદાસ | ૦॥ |
| ગંગાદાસ કીસોરદાસ | ૨ | દલપતરામ જીવણદાસ | ૦॥ |
| પરભુરામ નવલરામ | ૨ | બલવંતરામ સુરજરામ | ૦॥ |
| ગોરધનભાઈ અનુપભાઈ | ૨ | લલુભાઈ કેશવલાલ | ૦॥ |
| હરીવલવદાસ બાળગોવંદદાસ | ૧ | ધનપ્રસાદ ગવરીપ્રસાદ | ૦॥ |
| ત્રિભુવનદાસ દ્વારકાંદાસ | ૧ | માણેકલાલ ગોપાળદાસ | ૦॥ |
| વંદ્રાવનદાસ પરસોતમદાસ | ૧ | કરમસી મુળજી | ૦॥ |
| હાથીભાઈ ત્રીભોવનદાસ | ૧ | કલ્યાણદાસ શીવલાલ | ૦॥ |
| રણછોડદાસ ગીરધરભાઈ | ૧ | જગજીવનદાસ દયારામ | ૦॥ |

સભાસદોની સ્વતંત્રતા અને હોંસ બતાવવાને આ ટીપ પ્રગટ કરીછે. પોતાની સભામાં પોતાને બેસવાને પાટ જોઈએ તેને માટે બીજાઓ પાસે ભીખ ના માગતાં પોતે માંહોમાંહે ઉઘરાણું ભરી કરાવ્યા. પોતે પોતાના ઉપર આધાર રાખવાની શીખામણની આ દેશમાં ઘણી જરૂર છે. એ વેળા સુધારો કરવામાં કરસનદાસના સાથી કોણ હતા તે પણ એ પરથી જણાય છે.

થઇ હતી તે એ ટીપ દર્શાવે છે. એક મહિના પછી કાંઈ મતભેદથી વહીવટ કરનારી મંડળીમાં ફેરફાર થયો. કરસનદાસ મુળજીએ તથા પરભુરામ નવલરામે રાજીનામાં આપ્યાં તેમને ઠેકાણે નાનાભાઈ હરીદાસ અને લલુભાઇ કેશવલાલ નીમાયા, અને મેં સેક્રેટરીનું કામ છોડયું તે સભાએ કરસનદાસ માધવદાસને સોપ્યું. રવિવારને બદલે સોમવારે મળવાનો ઠરાવ કર્યો. ઉપલાં રાજીનામાંનું કારણ વારમાં ફેરફાર કર્યો તે હતું કે બીજાં કારણ હતાં તે મને યાદ નથી.

એ સભાના છપાયલા દફતરમાં કરસનદાસ વિષે એ વરસના ડીસેમ્બર માસ સૂધી બીજું કાંઇ લખ્યું નથી. એ માસમાં એમને દિસે જવું ઠર્યું તે વારે સભા તરફથી એમને માનપત્ર આપવાનો ઠરાવ થયો. ગુજરાતના કેળવણી ખાતાના ચંચળ અને મહેનતું ઉપરી ટી. સી. હોપ સાહેબ ગોકળદાસ તેજપાળ વિદ્યાલયમાં કરસનદાસનું સારૂં કામ જોઇ રાજી થયા, અને રૂ ૮૦)ના પગારે તેને દિસાની ઇંગ્લિશ સ્કૂલના હેડ માસ્તરની નોકરી આપી.

આ માનપત્ર પરિશિષ્ટમાં પહેલું છે. એની પ્રાર્થના કઢંગી છે. દિસા કાંપની સ્કૂલ ચલાવવાને કરસનદાસ જતા હતા તે થોડા દહાડામાં પાછા આવે તો જે હેતુથી ગયા તે પાર કેમ પડે? સ્કૂલના છોકરાને કેળવણી લેતાં વાર લાગે જ, અને તેઓ ભણી રહે એટલે બીજા આવે. વળી ભાષણો વગેરેથી ત્યાંના લોકને સુધારવા તે પણ થોડા વખતનું કામ નથી. પરંતુ સેક્રેટરીના મનમાં એ ઈચ્છા ઈશ્વરી પ્રેરણાથી થઈ ભાસે છે, કેમકે કરસનદાસનું કામ મુંબાઇમાં હતું, દિસાની છાવણી પુરૂષાર્થ કરવાનું સ્થળ ન હતું.

કરસનદાસ દિસે ગયા તેવારે મારે હસ્તક સત્યપ્રકાશ કર્યું. મેં પણ સ્વદેશીઓના કુચાલ ઉપર હૂમલા જારી રા-

ખ્યા. ઘર ખટલામાં સાસૂ વહુની લડાઈથી કલેશ થાયછે, બાળ લગ્નથી ખરાબી થાયછે, હોળીના ભાંડથી, અને લગ્નના ફટાણાથી અનીતિનાં બીજ રોપાયછે તે તથા બીજી ઉપયોગી બાબતો ઉપર જોશથી લખાણ કરી કરસનદાસના પત્રની આબરૂ હતી તેવી જાળવી રાખવાની મેં યથાશક્તિ કોશીશ કરી. એથી પ્રસન્ન થઇને કોઇ સખી સ્વદેશ મિત્રે મને રૂ ૨૦૦) નનામા-ગુપ્ત મોકલ્યા, તેથી મારા મનપર ઘણી અસર થઈ. તે ગૃહસ્થો કોણ હતા તેની ખબર મને વીસે વરસે થઇ. એ સુધારાના દોસ્ત અને ગુણના જાણનાર ચાર પારસી ગૃહસ્થ હતા. છ મહિના ન થયા એટલામાં મને અમદાવાદમાં નોકરી મળી. મેં રા. ઝવેરીલાલ ઉમીઆશંકરને તેના અસલ માલિકની આજ્ઞાથી સત્યપ્રકાશ સોંપ્યું. એણે પણ કામ સારૂં ચલાવ્યું. એ પછી થોડા માસમાં કરસનદાસે આવી તેને પોતાને હાથ પાછું લીધું.

## પ્રકરણ ૩ જું.

દિસેથી પાછા આવવું. પુનર્લગ્ન. છપન ભોગ. વલ્લભાચાર્યોની અદાલતમાં સાક્ષી આપવા જવાની નાખુશી. ગુલામી ખત.

કરસનદાસ દિસે દશ મહિના રહ્યા. ત્યાં એને ધાતુક્ષયનો રોગ થયો તેને આરંભમાં બેસાડી દેવાની જરૂર હતી. લશ્કરના યૂરોપીઅન દાકતરનું ઓસડ કરવા માડ્યું, પણ દાકતર જોડે બન્યું નહિ. દાકતરે એને દવાની જોડે તાવતને માટે માંસ ખાવાને ફરમાવ્યું. કરસનદાસે તે ખાવાની ના કહી ને સિક સર્ટિફિકેટ માગ્યું કે તેને જોરે માંદગીની રજા લઇ મુંબાઇ જઈ દવા કરે. દાકતરે કહ્યું કે

મારો હુકમ નથી માનતો માટે સર્ટિફિકેટ નહિ આપું. હવે નોકરી છોડવા વિના બીજો ઉપાય ન હતો તેથી તેમ કરી કરસનદાસ મુંબાઇ આવ્યા. અહીં એને આરામ થયો.

આ વખતે એ ફરીથી પરણ્યા. મેં એવું સાંભળ્યું છે કે આ એની ત્રીજી વારની વહુ હતી. પહેલી ક્યારે મરી ગઈ, બીજીવાર ક્યારે લગ્ન થયાં, ને તે બીજી સ્ત્રી ક્યારે ગત થઇ તે, તથા તે સંબંધીના બીજા સમાચાર મને મળ્યા નથી. આ ત્રીજી વારનાં લગ્ન પ્રખ્યાત છે. એ વેળા એણે જૂની રીત પ્રમાણે ઘોડે બેશી પરણવા જવાની સાફ ના કહી. એનાં સાસરીઆંએ કહાવ્યું કે તમામ જૂની રીત પ્રમાણે પરણવા આવજો; જો તેમ નહિ કરો તો વેવિશાળ તોડીશું. એ ધમકીથી કરસનદાસની દૃઢતા ડગી નહિ. એણે ઉત્તર કહેવડાવ્યો કે જેમ મેં ધાર્યુંછે તેમજ કરીશ; કસબી જામો અને જરીની પાઘડી પહેરી, ખુંપ બાંધી, આંખોમાં કાજળ અંજાવી, ગાલે તથા કાન પછવાડે મેસનાં ટપકાં કરી વહેમી બની જૂની ગાંડી રીત પ્રમાણે રાજાનું જૂઠું ડોળ ધારણ કરી એટલે વર રાજા બની નહિ આવું; ફકત સાદો પોશાક પહેરી સાજન જોડે ચાલતો આવીશ, તમારી ખુશી હોય તો લગ્ન કરો, ને ન હોય તો વિવાહ ટાળો. આથી ભાંજગડ ચાલી, સાસરીઆં ગુસ્સે થઇ વેવિશાળ તોડવાને તૈયાર થયાં; પણ બેઉ તરફના મિત્રો વચમાં પડ્યાથી તે ધમકી પાર પડી નહિ, અને કરસનદાસ મુળજી પગે ચાલતા પરણવા ગયા.

આ બાબત નાની સરખી છે. બીજવર અને ત્રીજવર હિમ્મતવાળા અને શાણા હોય છે તેઓ એમ કરેછે. કન્યાનાં સગાં વાંધો લેછે કે કન્યા તો પહેલીવારની પરણેછે માટે તેને બધો લાવો જોઈએ. એથી બીકણ, કે મોટી

ઉમરના છતાં નાદાન જમાઈ ડરી ચીસે ચાલેછે. કરસનદાસ એમ ડર્યા નહિ માટે એમને શાબાશી ઘટેછે, પરંતુ એ કાંઇ એના મોટા કામમાં ગણાય નહિ. સત્ય પ્રકાશ રૂપી મોટા હથીઆરને ઉત્પન્ન કરી તેનો મોટો ઉપયોગ કર્યો, તેથી ભારે જોખમ માથે લીધાં, અડચણો વેઠી, અને સ્વદેશીઓને લાભ કર્યા તેમાં તેના પુરૂષાર્થ છે. એ પત્ર પ્રથમ પ્રગટ કર્યું તે વખતે તેના ઘરાક ઘણા થવાને અનુકૂળ પ્રસંગ હતો. સને ૧૮૫૫માં મુંબાઇના ગૂજરાતી બ્રાહ્મણોએ ભૂલેશ્વર મહાદેવમાં છપન ભોગ કર્યો તે પરથી શિવમાર્ગ અને વૈષ્ણવ માર્ગની વચ્ચે તકરાર ઊઠી. એ તકરાર વર્તમાનપત્રોને જમણવાર થઇ પડી. સત્ય પ્રકાશને પણ એમાંથી ભોજન મળ્યું. બેઉ પક્ષનાં મન ઉશ્કેરાયાં હતાં, તેથી એ બાબત સોંઘી કીમતના સત્ય પ્રકાશમાં જે લખાતું તે તેઓ આતુરતાથી વાંચતા. એથી એ પત્રનો ફેલાવો આરંભથી ધાર્યા કરતાં વધારે થયો.

એ વખત સૂધી વૈષ્ણવ મંદિરોમાં છપન ભોગ થતા અને તેથી તેમના મહારાજો ધન કમાતા. એ જોઈ બ્રાહ્મણોને તેમ કરવાનું મન થયું. પૈસા નહિ તો જમવાનું મળશે એ તો નક્કી હતું. એ માટે આગેવાન બ્રાહ્મણોએ ઉઘરાણું કર્યું. એમાં શૈવ અને વૈષ્ણવ બંને માર્ગી ગૃહસ્થોએ સહાય કરી, ને ભૂલેશ્વરમાં છપન ભોગ થયો. બધા પંથના હજારો લોક દર્શન કરવા ગયા. સ્ત્રીઓ અને પુરૂષો, ગૂજરાતી, અને દક્ષણી, સર્વે આવ્યા ને ભૂલેશ્વરમાં મોટો મેળો ભરાયો. મહાદેવને ધરાવેલો ભોગ બ્રાહ્મણ જમ્યા, અને પ્રસાદ વાણીઆ, ભાટીઆ વગેરે લોકોમાં વહેંચાયો. આ બનાવ મુંબાઇના વલ્લભાચાર્યોને ગમ્યો નહિ. તેમને અદેખાઇ આવી તથા ભય લાગ્યો કે એથી શિવ માર્ગને ઉ-

ત્તેજન મળશે, માટે ફરીને એવું ન થાય એવા ઉપાય કરવાનો વિચાર તેમણે કર્યો. એ માટે બ્રાહ્મણોને સજા થાય તો બીજો મોટો લાભ થાય તે એ કે વલ્લભ કુળના મહારાજો બ્રાહ્મણના ઉપરી ગણાય, અને શૂદ્રો ઉપર બ્રાહ્મણની જે સત્તા હતી તે ઓછી થાય, અને શિવ માર્ગને તોડવાનું બળ વધે. એ છપન ભોગની વિરૂદ્ધ મહારાજોએ જે કર્યું તે પરથી તેમના સામાવાળીઆ એ પ્રમાણે બોલવા લાગ્યા. ઝઘડો ઊઠાવવાનો હેતુ કદાપિ એવો હશે; પરંતુ આપણે વિચાર કરવો જોઇએ કે તેમની તકરાર વાજબી હતી કે ગેરવાજબી. મહારાજોએ વાંધો ઊઠાવ્યો કે બ્રાહ્મણોએ શાસ્ત્ર વિરૂદ્ધ કર્યું. જે ભોગ શિવને ધરાવવામાં આવેછે તે શિવનિર્માળ કહેવાયછે, ને શિવ નિર્માળ જમવાની શાસ્ત્રમાં મના છે. જે શિવને આરોગવામાં આવે છે તે ભરડા ખાયછે તેથી તેઓ બ્રાહ્મણમાં ગણાતા નથી, માટે જેમણે શિવનિર્માળ ખાધું તેઓ દૂષિત થયાછે; પ્રાયશ્ચિત્ત કરી એ દોષથી છૂટે ત્યાં લગી યજમાનોએ તેમનો સંગ્રહ ન કરવો જોઈએ.

મહારાજોનું આ કહેવું છેક ખોટું નહોતું. શિવની થાળ ન ખવાય એમ લોક કહે છે ખરા. શિવને ધરાવેલો પ્રસાદ વહેંચાતો નથી; પરંતુ આ કાળમાં ધર્મ શાસ્ત્ર પ્રમાણે કોઈ પંથવાળા વર્ત્તતા નથી. મહારાજો પંડે ધર્મશાસ્ત્ર પ્રમાણે ચાલતા નથી, તેથી બીજાઓપર શાસ્ત્ર તોડયાનો દોષ મૂકવાનો તેમનો અધિકાર ન હતો. અધિકાર તો ન હતો, પણ શક્તિ હતી. તેમણે પોતાના સેવકોને ફરમાવ્યું કે બ્રાહ્મણો પ્રાયશ્ચિત્ત કરી શુદ્ધ થાય ત્યાં સૂધી તમારે કોઇએ તેમને દાન દક્ષિણા, પંચભાગ વગેરે કાંઇ આપવું નહિ; અને જમાડવા પણ નહિ. બ્રાહ્મણો આથી કો-

પ્યા, કેમકે તેમનો મોટો આધાર વૈષ્ણવો ઉપર હતો. આ હૂકમ બરાબર અમલમાં નહિ આવવાનાં બે કારણ હતાં. એક એ હતું કે આ વેળા મંદિરોમાં થતી અનીતિ અને પીડા વિષે બહુ ચર્ચા થવા માંડી હતી. મહારાજોના સેવકોમાં ભાટીઆ સૌથી વધારે જડસા હતા. એ ધર્માંધો પણ ચેત્યા અને કંટાળ્યા હતા. તેઓમાં કેટલાક વગવાળા મોભાદાર પુરૂષો સુધારો કરવાને કોશીશ કરતા હતા. એમાં શેઠ લખમીદાસ ખીમજી, ઠક્કર મથુરાંદાસ લવજી, વગેરે આગેવાન હતા. એમના બોધથી સેંકડો ભાટીઆના વિચાર સુધર્યા હતા. લોક તેમને મથુરા પંથી કહેતા. એમની મહેનતથી ૧૮૫૫માં ગહાજન વાડીમાં ભાટીઆની નાત ધર્મને લગતા બીગાડને અટકાવવાને મળી હતી. આ પ્રયત્ન ચાલતો હતો તેવામાં આ બ્રાહ્મણો અને વલ્લભાચારી મહારાજો વચ્ચે છપન ભોગનો કજીઓ ઊઠ્યો. એનો લાભ સુધારાવાળા વૈષ્ણવોએ લીધો.

ઉપર કહેલી આજ્ઞા આપવાને સેવકોને બોલાવ્યા તેવારે તેમણે કેટલાક સુધારા માગ્યા. એ માગણીની યાદી મારી પાસે નથી. તેઓ મહારાજોને ગમી નહિ, ને વિખ જેવી લાગી, પણ શું કરે? બ્રાહ્મણો જોડેનો ઝઘડો એટલો જોશ ઉપર ચડ્યો હતો કે તે કબૂલ કર્યા વિના ચાલે નહિ. લાચારીથી હા ભણી ખરી, પણ એ માગણીઓ ગુપ્ત રાખવાનો, અને એક વરસ પછી અમલમાં લાવવાનો બંદોબસ્ત કર્યો, કેમકે તે જાહેર થાય અને સુધારો તુરત કરે તો બ્રાહ્મણ પક્ષને હાથ તેમના ઉપર વધારે હૂમલા કરવાનાં પ્રત્યક્ષ હથિઆર આવે. સુધારાવાળા વૈષ્ણવોમાં કૌવત ઓછું હોવાથી આ મુદ્દત તેમને કબૂલ કરવી પડી. એ શરતે સમગ્ર વૈષ્ણવોએ બ્રાહ્મણોની રોજી બધ કરવા-

ની હા કહી, તથાપિ તે વાત ચાલી નહિ. કપોળ જ્ઞાતિના અને મુંબાઈના મહાજનના શેઠ ગોપાળદાસ માધવદાસ વૈષ્ણવ છતાં મહારાજોની સામા ઉતર્યા; એને નાત બહાર કે મહાજન બહાર કોઈ મૂકી શક્યું નહિ. વળી બ્રાહ્મણોની વહારે બીજા બે મોટા માણુસ ચડયા. રામલાલ ઠાકોરસીદાસ અને સખારામ લક્ષ્મણજી એ બંને મહારાજના સેવક ન હતા. એમણે બ્રાહ્મણોને ખુલ્લી અને પૂરતી મદદ કરી. વર્ત્તમાન પત્રોમાં જબરા સપાટા ચાલ્યા, અને કરસનદાસનું સત્ય પ્રકાશ ખૂબ ધૂમ્યું. એ બીજું કારણ હતું. શાસ્ત્રીઓની સભાઓ બોલાવી કેટલીકવાર બ્રાહ્મણ પક્ષે મહારાજોને શિવનિર્માળ વિષે વાદ અને શાસ્ત્રાર્થ કરવા નોતર્યા, પણ તેઓ ગયા નહિ. એ સર્વથી ડરીને વૈષ્ણવો પોતાના ગુરૂની આજ્ઞા પાળી શક્યા નહિ, ત્યારે મહારાજોએ એક યુક્તિ લડાવી પોતાની સરસી રાખવાની કોશિશ કરી. પોતાને મંદિરે પોતાના પક્ષના માણુસોની સભા ભરી; ત્યાં એક ગરીબ ભીખારી બ્રાહ્મણે આવી નમ્રતા પૂર્વક બધા બ્રાહ્મણોની વતી અપરાધ કબૂલ કરી મહારાજોની માફ માગી. મહારાજોએ કૃપા કરી ક્ષમા બક્ષી. પણ આ પ્રપંચ પકડાઇ ગયો. એવું માલૂમ પડયું કે તે નબળા બ્રાહ્મણને લાંચ આપી પ્રથમથી ફોડયો હતો, અને એ પ્રમાણે કરવાને શીખવીને સભામાં આણ્યો હતો. આ કપટ પ્રગટ થયું અને તેથી તે રચનારની હાંસી થઈ. વર્ત્તમાન પત્રોએ તેમની બહુ ફજેતી કરી.

આ મનોરંજક ટંટામાં સત્ય પ્રકાશની મારફતે કરસનદાસ મુળજી વૈષ્ણવ પંથના છતાં પોતાના નાલાયક ગુરૂઓની સામા છચોક થયા, અને સુધારાવાળા હિંદુઓની સરદારી સત્ય પ્રકાશ પામ્યું. આમ હિંદુઓનાં મન જરા

ગતિમાં આવ્યાં તેવામાં વલ્લભાચારી મહારાજો સંબંધી એક બીજી બાબતમાં ચર્ચા ચાલી. સને ૧૮૫૮માં દયાલ મોતીરામ ઉપર જીવણલાલજી મહારાજે દીવાનીમાં ફર્યાદીની અરજી અપાવી. એ અરજીમાં પોતાનો મોટા ગુરૂનો ઓધો બતાવી, કોર્ટમાં જવાથી અપમાન અને અપવિત્રતા લાગે માટે મને ન બોલાવવો એવું માગ્યું. હાઇકોર્ટના ન્યાયાધીશોએ એ અરજી વિષે પક્ષકારોના બારિસ્ટરોના વાદ સાંભળી ઠરાવ કર્યો કે મહારાજે અદાલતમાં હાજર થવું જોઈએ. હવે માત્ર એક ઇલાજ રહ્યો હતો તે, એ કે દાવો કાઢી નાંખી પ્રતિવાદી જોડે ઘરમેળે પતાવવું. સેવકોને વચમાં નાંખી જીવણલાલજીએ તેમ કર્યું. પણ આથી ઇંગ્રેજી, ગૂજરાતી, અને મરાઠી વર્ત્તમાન પત્રો વાળા જોડે પત્યું નહિ. વકીલોની તકરાર અને જડ્જોના ફેસલા સંબંધી ટીકામાં પુષ્ટિ માર્ગ, અને તેના આચાર્યોને ચુંથવામાં તેમણે કસર રાખી નહિ. વલ્લભાચાર્યોના જૂલમ અને દુરાચાર વિષે સત્ય પ્રકાશમાં સખ્ત લખાતું તેથી મહારાજોને ઘણું માઠું લાગતું. કાંઈક ડર પણ લાગેલો ખરો. ઇંગ્રેજ, પારસી, અને દક્ષિણીઓના ઝપાટાથી કરસનદાસના ઝપાટા વધારે વાગતા. વાણીઓ, વળી વૈષ્ણવ, ને સેવક થઇને આમ ગજબ કરે તે મહારાજોથી ખમાયું નહિ. સામ, દામ, અને ભયથી તેને ચૂપ રાખવાને મહેનત કરી, પણ કરસનદાસ કશાથી ડરયા નહિ.

કરસનદાસ દ્વેષબુદ્ધિથી લખતા નહિ. તેનો હેતુ લાંચ લઇને પૈસાદાર થવાનો નહોતો. વલ્લભ કુળના ગુરૂઓને અને તેમના સેવકોને સુધારવા એજ તેની ભલી મતલબ હતી. આવા રૂડા કામમાં જોઇતી મદદ તેને મળી. એ મદદ કરનાર રૂડા મિત્રોની ઈચ્છા માત્ર એટલી હતી કે સ્વદેશી

અને સ્વપંથીઓમાં ધર્મને પવિત્ર નામે જે અનાચાર ચાલતા હતા તે અટકાવવા. સને ૧૮૫૭ ના જાનેવારીની ૨૫મી તારીખના સત્ય પ્રકાશમાં ઈનામના નિબંધની જાહેર ખબર તેમણે છપાવી. નિબંધનો વિષય ગુરૂ શિષ્ય ધર્મ, તેમાં વિશેષે કરીને મહારાજો અને સેવકીઓ વચ્ચેનો વાસ્તવિક ધર્મ પ્રમાણે સંબંધ, તેમણે સુનીતિ શાસ્ત્ર પ્રમાણે અરસ પરસ કેમ વર્ત્તવું તે દલીલ દાખલા અને શાસ્ત્રોનાં પ્રમાણોથી દેખાડવું એ હતો. કેટલાક નિબંધ આવ્યા તેમાંથી એક ઉત્તમ ઠર્યાથી તેને છપાવવા માંડ્યો.

હેંડબીલો અને વર્ત્તમાન પત્રો રૂપી બાણુ એ મહારાજોની સામે છૂટયાં, તેથી કાંઇક પ્રકાશ થયો અને લોક જાગ્યા; પરંતુ એ બાણુ ક્ષણિક હતાં. બંદૂકમાં ભરેલા ઝીણા છરા જેવાં એ હતાં, જેના સહજ જખમ જલદીથી રૂઝાઈ જાય. આ મોટો નિબંધ તોપના ગોળા જેવો હતો. વળી શત્રુનો છેલ્લો ગોળો ન હતો; એના પછી બીજો છૂટે, ને પછી ત્રીજો, એમ એક પછી એક ગ્રંથો પ્રગટ થઇ વલ્લભ કુળના આચારજીઓને જંપવા દેશે નહિ એવી તેમને અને તેમના મિત્રોને ધાસ્તી લાગી. કરસનદાસ મુળજી દિસે ગયા, તોપણ મહારાજોને નિરાંતે બેસવાનો દહાડો આવ્યો નહિ. સુધારાવાળા તેમની પૂઠે ખાઇ પીને લાગ્યા હતા. હવે શું કરવું? બચવાના બે રસ્તા હતા, એક ધર્મનો અને બીજો અધર્મનો. ધર્મનો માર્ગ એ હતો કે સુધારાવાળા જે જે સુધારા માગતા હતા તે આપવા. પુષ્ટિ માર્ગની સ્ત્રીઓના શીળવ્રતને ગુરૂથી હાનિ ન પહોંચે; ગુરૂ તો સેવકીઓના પિતા સમાન છે, માટે તેમણે પોતાની પુત્રીના પતિવ્રત ધર્મની સંભાળ લેવી જોઇએ; બાપે દીકરીની આબરૂ પર હાથ નાંખવો એ મોટું પાપ છે માટે તેથી વેગળા

રહેવું, એ તેમની એક માગણી હતી. મંદિરોમાં થતો બીગાડ અટકાવવો એ તેમની બીજી માગણી હતી. પુષ્ટિ માર્ગના અનીતિના ગ્રંથો રદ કરવા; દુરાચારને ઉત્તેજન આપે, અને દુષ્ટ વાસનાને ઉશ્કેરે તેવી વાતો, તેવા ગરબા અને ગીતો બંધ પાડવાં. મહારાજોનો લોભ મર્યાદામાં રાખવો, અને સેવકોના ધનમાલ લેવા સંબંધી ન્યાય ધર્મ પાળવો; પંડે સદ્ગુણી થઇ સેવકોને સદ્ ઉપદેશ કરવો. આવા પ્રકારની તેમની માગણીઓ વાજબી હતી. એ સ્વીકારવાથી પુષ્ટિ માર્ગનું બળ વધત. 'ધર્મો જય' એ વચન યાદ ન રાખતાં દુરાગ્રહ કર્યો. પોતાની બહચાલ અને ભૂલ કબૂલ ન કરતાં તેને વળગી રહ્યા. નાનપણથી વિષયમાં નિમગ્ન રહેલા અજ્ઞાની જીવોને વિષય, લોભ, અને સ્વાર્થ તજવા કેમ ગમે! એવા દુષ્ટોમાં પરમાર્થ બુદ્ધિ ક્યાંથી હોય! ઈશ્વરપણાનો દાવો કરનાર પાપીને તે દાવો છોડવો કેમ ગમે! સારે નવે માર્ગે જવાની શીખામણ આપનારા થોડા હતા, અને એ થોડાને મહારાજો પોતાના ખરામિત્ર ન ગણતાં દુશ્મન ગણતા. જૂને કુમાર્ગે ચાલ્યાં જવાની સલાહ આપનારા મૂર્ખો ઘણા હતા; તેમની સંખ્યા, અને તેમના બળપર આધાર રાખી મહારાજોએ અધર્મ માર્ગે, અસત્ય રીતે પોતાનો બચાવ કરવાનો ઠરાવ કર્યો. સુધે રસ્તે જવું કઠણ હતું. મહારાજો ઘણા હતા, આખા ભરતખંડમાં વિખરાયલા અને એક એકથી સ્વતંત્ર જેવા હતા; ખુશામતીઆ દાસોની અને નિર્લજ કુકર્મીઓની ઘણાને સંગત હતી. તેઓ સુધારાવાળાને નિર્બળ અને હલકા ગણી તેમનો તિરસ્કાર કરતા. એવી અડચણોમાં છતાં જે મહારાજો પોતાના બંધુઓમાં મુકાબલે જરા સારા હતા તેઓથી મુખ્ય બાબતોમાં કંઇક સુધારો કરવાનો પ્રયત્ન થઇ શકે તેવું હતું; પણ તે

કોઇએ કર્યો નહિ, ને ખોટે રસ્તે બચાવ કરવા માંડયાં તેથી ઉલટું વધારે નુકસાન થયું. 'પાપો ક્ષય.'

"ચાબુક" નામે પારસી વર્તમાન પત્રના એડિટરને લાંચથી ફોડી સુધારાવાળાની વિરૂદ્ધ લખાલવું એવો ઠરાવ મહારાજ પક્ષે કર્યો. રૂશવતની લાલચથી ચાબુકે સુધારા પક્ષ ઉપર હૃમલા કર્યા. જે લડનાર પાસે સત્ય નથી તેને અસત્યનો ઉપયોગ કરવો પડે છે; જેની પાસે કારણ નથી તે ગાળ દે છે. પણ ગાળથી ગરજ સરતી નથી. એ પ્રમાણે ચાબુકે સુધારાવાળાની ખોટી નિન્દા પુષ્કળ છાપી. સને ૧૮૫૮ના અગસ્ટની ૧૭મી અને ૨૪મી તારીખના તથા ૩ જી સપ્ટેમ્બરનાં પત્રોમાં ચાબુકે ગાળો ભાંડી અને જૂઠી નિંદા કરી. આ ભાડુતી સિપાઈએ મહારાજોનું ઉપરાણુ કરી સુધારાવાળાને ઝાડયા, પણ તેમને ઝાડતાં પોતે ઝડાઇ ગયો. જે ચાબુક તેણે બીજાના વાંસાને માટે ધારી હતી તે તેનીજ પીઠ ઉપર પડી. જેમનાં નામ દઇને તેણે નાલાશ કરી તેમાંના એકે તેના ઉપર આબરૂ લીધાને માટે નુકશાનનો દાવો દીવાની કોર્ટમાં માંડયો. હવે ચાબુકભાઈની મઝા થઈ. અદાલતમાં લડવાને પૈસા જોઇએ તે એની પાસે ન હતા. વકીલો પ્રથમ નાણા લે ત્યારે હાથમાં કામ ઝાલે. મહારાજોની તરફથી લખવાને જેણે તેને કહ્યું હતું તે કે બીજું કોઇ એની કુમકે આવ્યું નહિ. નવરોજજી ચાબુક મોટા સંકટમાં પડ્યો. એ સમે તેને કોઇએ સૂચના કરી કે મહારાજો ઉપર સાક્ષીના સમન કાઢ એટલે તારૂં કામ થશે. નવરોજજીએ તેમ કર્યું આથી અકળાઇને વલ્લભાચાર્યોએ પોતાનું મોટું તોપખાનું લડાઇના મેદાનમાં આણ્યું.

સાહેદીના સમન નીકળ્યા કે મહારાજોએ મંદિર બંધ કર્યા. એથી બે કામ થયાં, સમન પહોંચાડવા આવેલા

બેલીફ તેમને મળી શક્યા નહિ, અને વૈષ્ણવો દર્શન કરવા પામ્યા નહિ. ઘણાક વહેમી વૈષ્ણવો દર્શન કર્યા વિના અન્ન જળ લેતા નહિ. એમને આથી અપવાસ કરવા પડ્યા. એ નિયમ પાળનારા ધનવાન અને નિર્ધન, સ્ત્રી અને પુરૂષ, વૃદ્ધ અને તરૂણ, બધી વૈષ્ણવ નાતોમાં હતા. અજીર્ણ વિકાર કે બાદી વગેરે કાઢવાને અપવાસના પહેલા દિવસે તો કદાપિ કોઇને ગુણ કર્યો હશે; પણ પછી તો તેઓ ભૂખ અને તરસથી પીડિત થવા લાગ્યા. જેઓ ઘોડા ગાડીમાં બેશીને ફરનારા, મહેલો જેવી મોટી હવેલીમાં રહેનારા તવંગરો, ગરીબ ઘરડી સમર્પણીઓ, ધાવતાં બાળકવાળી નારીઓ, અને દિવસમાં ચારવાર જમે તેવા પક્કા જુવાનો, તથા સૂકા, કે જાડા પાડા પુખ્ત વયના આદમીઓ ગુરૂને બારણે ક્ષુધા તૃષાથી ટળવળવા લાગ્યા. ઘરમાં અન્ન પાણી પુષ્કળ છતાં ચખાય નહિ. ભૂખથી પેટ બેશી ગયાં, અને તરસથી ગળાં મળી ગયાં. પ્રભુજી દયા કરો, દયા કરો, અમારા અપરાધ ક્ષમા કરો! એમ તેઓ પોકારે, રડે, અને સુધારાવાળાને ગાળો દે. વૈષ્ણવોમાં હાહાકાર થઇ ગયો. ઘેર ઘેર સુધારાવાળાની કાણ મંડાઈ. સેવકીઓ સુધારાવાળાને નામે કૂટે અને મ્હો વાળે. ધારેલી અસર તોપે કરી.

ધર્મ સંબંધી ઉંડો વિચાર જેમણે નહિ કરેલો એવા પણ વલ્લભાચારીઓના અને તેમના મંદિરોની મૂર્તિઓના આસ્તિક ભક્તોએ અને તેમના મિત્રોએ મહારાજોને પગે લાગી મંદિરો ઉઘાડવાની તથા દર્શન કરવા દેવાની વિનંતિ કરી. તેના ઉત્તરમાં મહારાજોએ, જે દસ્તાવેજ ગુલામી ખતને નામે પ્રખ્યાત થયો તે ઉપર, વૈષ્ણવોની સહીઓ માગી. એ લેખનો ભાવાર્થ નીચે પ્રમાણે.

'સંવત ૧૯૧૫ના પોસ સુદ ૧૨ વાર રવેઉ (૧૬મી

જાનેવારી ૧૮૫૯), મુંબઈ, જત, અમે ભાટીઆ તથા વાણીઆ, તથા લુવાણા, તથા ભનસાળી, તથા મારવાડી, તથા મુલતાની, વગેરે સર્વે વૈષ્ણવોએ મળી આ કબૂલાતનામું કર્યું છે. એનો હેતુ એ છે કે શ્રી ગુસાંઈજી મહારાજનાં તમામ બાળકો એટલે વંશજો જે બધા અમારા ગુરૂ છે તેમને સરકારની તરફથી, કે કોઈ બીજાએ કહડાવેલા સમનપરથી, કે હરકોઈ બીજી રીતે કોરટમાં હાજર થવું ન પડે એવો બંદોબસ્ત સરકારમાં અરજી કરીને કરવો. આ કામમાં ખરચ કરવાને નાણું આ ખતપર મતાં કરનારા પાસેથી ઉઘરાતી સારે ઠેકાણે રાખવું. સર્વ વૈષ્ણવોએ એકે મતે અને એકે જથે સરકાર પાસે એ માગવું; અને એ માગણી પાર પડે ત્યાંસૂધી મંડ્યા રહેવું; એ કરવામાં કસર કરવી નહિ, બની શકે તેટલી મહેનત કરવામાં ચૂકવું નહિ.

હવેથી જે વૈષ્ણવ આપણા ધર્મની નિન્દા છાપે કે છપાવે તેને તેની જ્ઞાતિએ નક્કી સજા કર્યા કરવી. હરકોઈ વૈષ્ણવે વલ્લભ કુળના હરકોઈ મહારાજપર સમન કાઢવો નહિ, અને કોઇ બીજી નાત કે જાતનો આદમી સમન કઢાવે તો આપણે બધાએ મળી તે કામ ઘર મેળે ખચીત પતાવવું. આ કરાર અમે રાજી ખુશીથી, અને શુદ્ધ બુદ્ધિથી કર્યો છે. એ પ્રમાણે આપણામાંના દરેકે ખચીત ચાલવું. આ ખતમાં જે જે કબૂલ મંજૂર કર્યું છે તેથી જે ઉલટો ચાલે તે પોતાના ધર્મથી ફરે અને નાતનો ગુનેગાર થાય.’

એ ખત ઉપર વૈષ્ણવોએ મતાં કર્યાં; કેટલાકે ખુશીથી, કેટલાકે નાખુશીથી. સુધારાવાળા વૈષ્ણવો એપર સહી કરવાને રાજી ન હતા. તેમની ચોટલી ગુરૂજીએ તેમની વહેમી સ્ત્રીઓની મારફતે ઝાલી. જે ઘરના ભાયડા મતાં કરવાની ના કહે, તે ઘરમાં બાયડીઓ છાતી કૂટે, રોય, અને

લાંઘણ કરે; કેટલીક મૂર્ખીઓ ચૂલાગાં પાણી છાંટીને બેઠી રૂદન કરે ને માથાં કૂટે. ઘરમાંથી ક્લેશ કંકાશ દૂર કરવાને ભાયડા બાપડા અંતે હારીને નારીઓની હઠને લીધે સહી કરે. એમ ઘણાખરાનાં મતાં થયાં. આ મતાં કરનારનાં નામ અહીં પ્રગટ કરવાની ધારણા મેં રાખી નથી. આમુકને લલચાવનારનું નામ પણ મેં દાખલ કર્યું નથી. સૂતેલો વિરોધ પાછો જગાડવાને મારો ઈરાદો નથી. તે ક્રોધ હવે શમ્યો છે, માટે શાંતપણે મીઠાશથી અને દોસ્તીની રાહે બેઉ પક્ષ હળી મળીને પાછલાં કૃત્યોનો વિચાર કરી શકે. આ ગ્રંથની મતલબ ભલું કરવાની છે, બુરૂં કરવાની નથી. સહી કરનારામાં કેટલાક મોટા શેઠીઆ, જસ્ટિસ ઓવ્ ધ પીસ, અને ગ્રાન્ડ જુરીના મેમ્બર હતા, તેમના ઉપર તે વખતના લખનારાનો ગુસ્સો ભારે હતો. એ ગુસ્સાનું કારણ મને ખરૂં જણાતું નથી. એ પદવીઓ એમને એમના ધર્મના સંબંધમાં આપી ન હતી. ધર્મ વિષે બાળપણથી જે છાપ મનપર પડી હોયછે તે ભૂસવી કઠણ છે; તેને થોડાજ વીરલા પુરૂષ ભૂશી શકે છે. વહેમને દૂર કરવો એ નાની વાત નથી. પાખંડ તજવો એ મોટી વાત છે. હિંદુ, પારસી, મુસલમાન, ખ્રિસ્તી વગેરે સર્વેને આ લાગુ પડેછે. પોતે જે બાળપણથી માને તેને વળગી રહેવાનો મમત સ્વભાવિક છે. મિથ્યા મમતને તજાવો એ તર્કશક્તિ અને સુદૃઢતાનો જય છે. ધર્મ સંબંધી એ શક્તિનું બળ થોડા માણસમાં ફાવે છે. ફાવ્યા પછી નાત જાતના ડરની જોડે લડવું પડે છે.

ઉપલા ખતમાં ત્રણવાના હતાં. (૧) હરકોઈ મહારાજને કોર્ટમાં જવું ન પડે એવો કાયદો સરકારમાં મંજૂર કરાવવો. એ માટે દરેક વૈષ્ણવ જ્ઞાતિમાં ટીપ કરી રૂ

૬૦,૦૦૦) ને શુમારે ઉઘરાવવાનો મનસુબો કર્યો. તે વડે કોઇ કાબીલ બારિસ્ટરને વિલાયત અરજી કરવા મોકલવો, તથા બીજો એ બાબતનો ખર્ચ કરવો. (૨) જે કેસમાં મહારાજ વાદી કે પ્રતિવાદી હોય તે ઘરમેળે પંચાત કરી પતાવવો. (૩) જે વૈષ્ણવ મહારાજની કે તેના પંથની વિરૂદ્ધ લખે તેને નાત બહાર મૂકવો. આ છેલ્લી તોપ કરસનદાસ મુળજી ભણી તાકીને ગોઠવી હતી. હવે કેમ કરવું એ વિષે તે ગુંચવણમાં પડ્યા. જે વૈષ્ણવ મિત્રો એને છાની મદદ કરતા હતા, જે જ્ઞાતીલા એના ગુપ્ત મળતીઆ હતા તેઓ એને નાતની બાબતમાં ટેકો આપી શકવાના નથી એ તેમના જાણવામાં હતું. નાત બહાર રહેવામાં ભારે સંતાપ છે તે સહન કરવા, પોતાના દેશની સેવા બજાવવી, અને સ્વધર્મીઓ જે વહેમ અને અનીતિના ખાડામાં પડ્યા હતા તેમને બહાર કાઢવાની કોશીશ કરવી, કે ભયથી કાયર થઇ આ ગુલામી ખતને તાબે થવું, એ પ્રશ્નો કરસનદાસના મનમાં ઘોળાવા લાગ્યા. જો આ વખત તાબે થઈ ચૂપ રહ્યા, આ વેળા ભય પામી પાછા હઠ્યા તો પછી સુધારો કરવાની આશા કેમ રાખી શકાય? બીકણ મિત્રો ધાટે ધાટે કરવાની, બીજા લાગની વાટ જોવાની, શત્રુનું જોર ભારે છે માટે હાલ સામા ન થતાં સંધિ કરવાની સલાહ આપવા લાગ્યા. હિમ્મતવાન દોસ્તોએ યાહોમ કરી જંપલાવી પડવાનો અભિપ્રાય આપ્યો. પણ જોડે નાત બહાર રહેવાને કોઈ તૈયાર ન હતું. આવતા રવિવારનું સત્ય પ્રકાશ વાંચવાને લોક ટમટમી રહ્યા હતા. મોટા વૈરીને છુંદવાની અને તેથી સુધારાવાળાનો પરાજય કરવાની જોગવાઇ ઠીક હાથ આવી છે એમ ધારી મહારાજના પક્ષકારો મગ્ન થતા હતા. સુધારાના મિત્રો દિલગીર હતા, કે-

મકે બન્ને તરફ બળ સમાન દેખાતું ન હતું; અજ્ઞાન, વહેમ, અને પાખંડતું જોર જાસ્તી જણાતું હતું.

કરસનદાસ મુળજી જન્મથી વાણીઆ હતા, પણ ગુણે ક્ષત્રિય હતા. મોટા માણુસનાં લક્ષણુ તેણે આ સમે દેખાડ્યાં. સ્વાર્થપર નજર ન રાખતાં તેણે પરમાર્થ ઉપર દૃષ્ટિ કરી. નાતબહાર રહેવાથી પોતાના પંડને જે અડચણો પડે તેઓથી ન બીતાં સ્વધર્મીઓને પોતાના આ વખતે ચૂપ રહેવાથી જે મોટાં નુકશાન થાય તેના વિચારને વધારે વજન આપ્યું. કળજુગના દૂતોને આ વેળા ફાવવા દીધા તો સુધારાનું કુમળું ઝાડ તુરત નાશ પામે, અસત્ય અને અનીતિનો પ્રવાહ બીન હરકતે વધ્યો જાય અને વધ્યો જાય, તથા પગે બેડીવાળા કેદીઓને* હાથે કડી જડાય, અને મ્હોડે તાળાં દેવાય. વલ્લભાચારી વૈષ્ણુવ જ્ઞાતિઓનું દેખાદેખી બ્રાહ્મણાદિ બીજી નાતોમાં બંદોબસ્ત થાય એટલે દેશમાંથી અંધારાને કાઢવાની આશા ભંગ થાય. સ્વદેશ પ્રીતિને આધીન થઈને, પોતાના દેશમાં આવાં માઠાં પરિણામ થતાં અટકાવવાને, અને પોતાના જાત ભાઈઓના ભલાને માટે બહાદુર કરસનદાસ લડાઇના મેદાનમાં ધસ્યા.

આ ગુલામી ખત લખાયા પછીના રવિવારે સત્ય પ્રકાશ પત્ર પ્રગટ થયું તેમાં કરસનદાસ મુળજીએ તેનો ધાણ વાળ્યો. એ ભુંડા લેખને ચુંથવાની જરૂર અને પોતાની ફરજ જણાવી. એમાંની દરેક બાબત ઉપર છૂટથી અને છટાથી ચર્ચા કરી. પચાસ સાઠ હજાર રૂપિઆ ખરચી બારિસ્ટરને ઈંગ્લાંડ મોકલ્યાથી ધારેલું કામ પાર પડવાની આશા કેટલી લૂલી છે તે બતાવી એ રૂપિઆ વિકટોરિઆ

* ભરત ખન્ડની બહાર વહાણે કે પગ વાટે જેને જવાને મના તેઓ પગે બેડીવાળા કેદી ગણી શકાય; એમના પગને સ્વાધીનતા નથી.

મ્યુઝિયમને ભેટ કરવાની ભલામણ કરી. પરંતુ મહારાજોને કોર્ટોમાં જવું ન પડે એવું કરવાની બીજી વધારે યોગ્ય, માનભરેલી, અને લાભકારી રીત સૂચવી. બીજાના કજીઆ-માં હાથ ન ઘાલતાં, પારકાની ભાંજઘડમાં ન પડતાં મહારાજો સુનીતિએ વર્તી પોતાનો ગુરૂ ધર્મ યથાર્થ બજાવે તો તેમના સઘળા સેવકોનો અને મિત્રોનો પ્રેમ તેમના ઉપર રહે; નાણા ધીરવાનું કામ કે બીજા દુનિયાદારીના ધંધા ન કરે; બીજાની મિલકત લેવાનો લોભ ન રાખે, મીલકત સંબંધી અદાલતમાં ચડવું પડે તેવું ન કરે તો પછી તેમને કોર્ટના સમનની ધાસ્તી રહે નહિ. નિત્ય સુનીતિનો ઉપદેશ કરી પોતે તે પ્રમાણે ચાલે, અને ધનવાન અને નિર્ધન બધા સેવકોને સમાન ગણે તો પછી કોર્ટમાં ઘસડાવવાનો દિવસ કદી ન આવે. પ્રપંચમાં પડે તેને પ્રપંચની પીડા નડે. લેણ દેણ અને માલ મિલકતના ટંટામાં પડ્યા છતાં સેવકોને ફરમાવવું કે કોઈ ગુરૂને કચેરીમાં બોલાવવા નહિ એ મોટો જૂલમ. મહારાજો ખોટાં કામ કરે, તોપણ તેમનું મન દુખાય તેવું કોઈ વૈષ્ણવે છાપવું નહિ એ વળી ઉપલાથી વધારે મોટો જૂલમ છે. ઇંગ્રેજ સરકારના બળને મુકાબલે મહારાજનું બળ કાંઇ લેખામાં નથી, તોપણ સરકારે એવો હાનિકારક કાયદો કર્યો નથી, તો મહારાજની શી તાકાત છે કે એ નિયમ ચલાવી શકે. પ્રજામાં જેથી બીગાડ થાય તે જાહેર કરવામાં, અને તેપર ટીકા કરવામાં પ્રમાણિક છાપાવાળા કોઇના ખાળ્યા રહેવાના નથી. સત્ય પ્રકાશમાં મહારાજોની કે હરકોઇ બીજાની જૂઠી નિન્દા કદી પ્રગટ કરવામાં નહિ આવે, પણ જે સાચું છે તે પ્રસિદ્ધ કરવામાં નાત બહારનો કે હરકોઇ બીજા જૂલમનો ડર રાખવામાં નહિ આવે. મહારાજોએ અને તેમના સેવ-

કોએ છાપાવાળાના ઓઠ સીવી લેવાની કોશીશથી પોતાનું કામ ખરાબ કર્યું. જે કામમાં ગુરૂજી વાદી કે પ્રતિવાદી હોય તેમાં વચમાં પડી સેવકોએ પંચાતથી ઘરમેળે પતાવવું એ ઠરાવ બેવકૂફી ભરેલો છે. સેવક હશે તે અથવા કદાપિ હિંદુ હશે તે નાતના ભયથી સમજાવ્યો સમજે, પણ પારસી, મુસલમાન, યાહુદી વગેરે પર કોમના માણસો જોડે વાંધો પતાવવો એ અતિ કઠણ છે. નાણા ખરચતાં સેવકોના ડૂચા નીકળી જશે. તેઓ જે માગે તે આપતાં પાર કેમ આવશે? લેખની કલમો કેવી વિનાશકારી છે તે બતાવી તથા ઠપકો અને શીખામણ દઈ શૂરવીર કરસનદાસે શેઠીઆઓને એક બાબતમાં શાબાશી આપીછે. મહારાજોની વિરૂદ્ધ જે છાપામાં છપાય તે સેવકોએ વાંચવો નહિ અને રાખવો નહિ, એ કલમ શેઠોએ કબૂલ કરી નહિ માટે ખતમાંથી કહાડી નાંખવી પડી. છેલ્લે જે શેઠો સુધારા કરવામાં આગેવાન હતા તેમણે પણ ગુલામી ખતમાં મતાં કરી બેડીઓ પહેરી ગુલામ થયા તેથી ખેદ જણાવ્યો, અને પરમેશ્વરની પ્રાર્થના કરી કે તેઓનું લક્ષ તેઓની આબરૂ ઉપર, તેઓની લોકમાં સ્થિતિ ઉપર, અને જાતભાઈના કલ્યાણ ઉપર લગાડી એ પોતાને હાથે બાંધેલાં બંધનો તોડી છૂટા થવાની તેમને મતિ આપે. ઈંગ્લાંડથી સુધારાનો જે પ્રવાહ આપણા દેશમાં આવવા લાગ્યો છે તે કદી અટકવાનો નથી એવો ભરોસો દેખાડ્યો તે ખરો પડ્યો છે. *

એમ લેખણ રૂપી શસ્ત્ર લઈ રણસંગ્રામમાં બહાદુર

---

* એ વરસના સત્ય પ્રકાશનું પુસ્તક મને મળ્યું હોત તો વલ્લભ કુળના મહારાજોના પંથના કરસનદાસકૃત ઈતિહાસમાંથી આમાં સાર લીધો છે તેને બદલે એ વિષયનો પૂરો ઉતારો કરત.

કરસનદાસ ઉતર્યા. તેમની કુમકે બીજા આવ્યા ખરા, પ-ણ તેમણે હોરીઓની પેઠે બુરખા પહેર્યા હતા તેથી તેઓ ઓળખાયા નથી. એમણે પણ પોતાના દેશની સેવા કરી, તથાપિ ઉઘાડા પડી તેમણે પોતાના વિચાર જાહેર કર્યા હો-ત તો ફળ વધારે થાત. ગુલામી ખતનું ગેરવાજબીપણું, તેનો જૂલમ, તે પાળેથી જે ભારે ખરાબી થવાની તે, તે-ની બેવકૂફાઇ વગેરે દોષો હેંડબીલોમાં છપાવી લોકમાં મફ-ત વહેંચ્યાં. એક નીકલ્યું, તેની પાછળ બીજું, તેની પાછળ ત્રીજું, ચોથું, પાંચમું, એમ હેંડબીલ રૂપી તીર સપાસપ છટયાં. સત્ય પ્રકાશમાં બે ઇનામના નિબંધની જાહેર ખબર છપાઇ, એક ગુલામી ખત વિષે, અને બીજો મહારાજોના અધિકાર વિષે. આ જબરા હૂમલાએ કરીને ધારેલો હેતુ પાર પડ્યો. અજ્ઞાનની ફોજ પાછી હઠી અને સુધારાવા-ળાની ફતેહ થઈ. શૂરવીર કરસનદાસે બાપડા હિંદુઓને મોટી આફતથી ઉગાર્યા. ધન્ય છે એ ઉત્તમ કપોળને ! ! !

કરસનદાસને નાતબહાર મૂકવાની હિમ્મત કોઇની ચાલી નહિ. મહારાજોને અને તેમના પક્ષકાર સેવકોને ધા-સ્તી લાગી કે એને નાત બહાર મૂકવાથી કોર્ટે ચડવું પ-ડશે.ત્યાં ફજેતી થશે, ને ફજેતીથયા પછી પણ પરિણામ શું થશે તે નક્કી કહેવાય નહિ. એમ વિચારી તેમણે ગુલામી ખત પ્રમાણે સત્ય પ્રકાશના અધિપતિને નાત બહાર ના મૂક્યો. એ કલમ રદ ગયાથી તે દુષ્ટ ખતની બીજી કલમો રદ ગ-ઈ. કરસનદાસને નાત બહાર મૂકી શક્યા નહિ તે જોઈ તે ખતની બીજી બાબત અમલમાં લાવવાને ટીપમાં ભરેલાં નાણાં વૈષ્ણવોએ આપ્યાં નહિ; મહારાજોના અને તેમના વહેમી દાસોના ઉમંગ ભંગ થયા; તેમના મનના મનોરથ મનમાં રહ્યા, અને મુંબાઇના મુખ્ય મહારાજ જીવણલાલ-

જીને મુંબાઈથી નાશી જવું પડયું.

જે વૈષ્ણવે ચામુક પત્રના અધિપતિની ઉપર આબરૂને નુકસાનનો દાવો અદાલતમાં માંડયો હતો તેમાં તે જીત્યો. ખર્ચ સાથે હૂકમનામું ચામુકની વિરૂદ્ધ થયું. એના નાણાં આપવાની તેમાં ગુંજાસ નહતી. જેના કહેવાથી તેણે લખ્યું હતું તેણે મદદ કરવાની ના પાડી, તેથી તે લાંચીઓ નીચ હેરાન થયો; પેલાનું નામ વગેરે છાપી વેર વાળવાનું કર્યું. પણ તેથી નાણાં મળ્યાં નહિ, ને ચામુક દુઃખમાં મુઓ. લાંચ લઈ કામ કરેછે તેના એવા હવાલ ઘણીવાર થાયછે. લાલચ દેનાર ગરજાઉ છે, ખરો મિત્ર નથી. ઘણીક વાર ગરજ સરી કે વૈદ વેરી જેવું થાયછે, તો ગરજ ન સરે ત્યારે તેમ થાય તેમાં શી નવાઇ !



## પ્રકરણ ૪ થું.

કરસનદાસનો ઉદ્યોગ. નીતિવચન. બીજા ગ્રંથો. જદુનાથજી મહારાજ. પુનર્વિવાહ સંબંધી વાદ.

સત્ય પ્રકાશ પત્ર પૈસા રળવાને કરસનદાસ ચલાવતા નહિ. કુધારાનો નાશ કરવાને, અજ્ઞાન, વહેમ, અને મૂર્ખાઇને દેશમાંથી નસાડવાને, અને સ્વદેશીઓના આ લોક અને પરલોકના સુખમાં વધારો કરવાને કેવળ પરમાર્થે એ પત્ર ચલાવતા. એ પત્રની કમાઇથી ઘર ખર્ચ નિભે તેવું ન હતું. ગુજરાન માટે કરસનદાસ બીજા ઉદ્યમ કરતા. દિસેથી પાછા આવ્યા કેડે તેણે મુંબાઇમાં કોટની બ્રાંચ સ્કૂલ જે એલ્ફિન્સ્ટન ઇન્સ્ટિટયુશનની શાખા હતી તેમાં આસિસ્ટંટ માસ્તરની નોકરી મેળવી.

સને ૧૮૫૯માં નીતિવચન નામે પુસ્તક રચી તેણે

પ્રગટ કર્યું. એ ચોપડી શેઠ મંગળદાસ (હાલ સર મંગળદાસ) નથુભાઇને અર્પણ કરી છે. પોતાના ધનનો સારો ઉપયોગ કરનારા ઉદાર અને વિચારવાળા એ શેઠ ભાઇ કરસનદાસને વિદ્યા અને સુનીતિનો પ્રસાર કરવામાં સદા મદદ કરતા, અને તેની પરોપકાર બુદ્ધિ, સુધરેલા વિચાર, અને સ્વદેશ પ્રીતિને ઘટે તેવું માન આપતા. તેથી આ અર્પણ પત્ર યોગ્ય છે. આ નાનું ૨૧૨ પાનાનું પુસ્તક ઘણું વખાણવા જોગ છે. એની ભાષા સહેલી, અને વિષયો બધા સુબોધકારક છે. એમાં ખરેખરાં નીતિવચન છે. અનેક સંસારી બાબતો વિષે ઉત્તમ શીખામણ, મનોવિકારને વશ રાખવાની સૂચના, ઇશ્વર ભક્તિનો ઉપદેશ, વગેરે અતિ ઉપયોગી બાબતો એમાં છે. એની પ્રસ્તાવનામાં જણાવ્યું છે કે "અત્રેનાં જે વર્ત્તમાન પત્ર તથા ચોપાનીઆં સાથે આ પુસ્તક રચનારનો સંબંધ હતો તે વર્ત્તમાન પત્ર તથા ચોપાનીઆંમાં થોડી મુદ્દત ઉપર છૂટી છૂટી (બિના) લખાઇ હતી, તે સઘળી બિનાઓ ફરીથી લખીને, તથા તે મધ્યે અગત્યનો ફેરફાર સુધારો તથા વધારો કરીને, આ પુસ્તકના આકારમાં બાહાર પાડી છે." એ વર્ત્તમાન પત્રોમાં એનું પોતાનું સત્ય પ્રકાશ હતું, રાસ્તગોફ્તારમાં તેમનું લખાણ પ્રગટ થતું, પણ એ ઉપરાંત બીજાં કયાં વર્ત્તમાન પત્રોને માટે કરસનદાસ લખતા તે મારા જાણવામાં નથી. એમણે થોડાંક વરસ સ્ત્રીબોધ ચલાવ્યું; બુદ્ધિવર્ધક અને જ્ઞાન પ્રસારક માસિક ગ્રંથોમાં એના લખેલા વિષયો છપાતા, તે સિવાય બીજાં કયાં ચોપાનીઆં સાથે એમને સંબંધ હતો તેની મને ખબર નથી. નીતિવચનમાંની "સઘળી બીનાઓ નહાની તથા મોટી ઉમરના અને સર્વ કોમના તથા જાતના લોકોને એક સરખી રીતે ઉપયોગમાં આવે એવી

રીતે રચવાને આ પુસ્તક બનાવનારે પોતાની તરફથી કાંઇપણ કસર રાખી નથી.” ગ્રંથ કર્ત્તાનું આ કહેવું ખરૂં છે. આ સદ્‌ગુણ બોધક ચોપડી બધા ગૂજરાતી વાંચનારથી સમજાય અને સૌને ગુણ કરે એવી છે. ફુરસદને વખતે ગમતને સારૂ નથી, પણ ઠેરવેલી વેળાએ ગંભીરતાથી વાંચી વિચાર કરવાને છે. એ પુસ્તક વિષે આગળ વધારે કહેવામાં આવશે.

કરસનદાસે બીજી ઉપયોગી ચોપડીઓ પ્રગટ કરી છે. એ નર મોટા ઉદ્યોગી હતા. પગારી નોકરી સરસ બજાવતા, તેની જોડે વર્તમાન પત્રો અને ચોપાનીઆંને માટે લખતા છતાં ગ્રંથો રચવાનો એમને વખત મળતો. એનું શરીર નાજુક, અને તંદુરસ્તી ઘણીકવાર નબળી રહેતી હતી, તોપણ તેનું મન ચંચળ અને હમેશ ઉદ્યમમાં રહેતું. એના એક મિત્રે એનાં બનાવેલાં તેર પુસ્તકોનાં નામ મને આપ્યાં છે—૧ નીતિ વચન, ૨ શબ્દ કોશ, ૩ સંસાર સુખ, ૪ કુટુંબ મિત્ર, ૫ ભેટ પોથી, ૬ નિબંધ માળા, ૭ પાખંડ ધર્મ ખંડન નાટક, ૮ વેદ ધર્મ, ૯ મહારાજોનો ઇતિહાસ (ઇંગ્રેજીમાં), ૧૦ લાઈબલ કેસ રીપોર્ટ, ૧૧ પ્રવાસ પ્રવેશક (ઇંગ્રેજીમાં), ૧૨ પ્રવાસ પ્રવેશક ગૂજરાતીમાં, ૧૩ ઈંગ્લાંડમાં પ્રવાસ. એ ગ્રંથોની બાબત, તેઓની ઈબારત, તેઓના ગુણ અને દોષ વિષે પ્રસંગોપાત મારા વિચાર જણાવીશ.

મુંબાઇના મહારાજો કરસનદાસને મ્હોડે ડૂચો દઇ શક્યા નહિ તેથી સુધારા પક્ષના વૈષ્ણવોનું બળ વધવા લાગ્યું. જેમ એમનું જોર વધતું ગયું તેમ મહારાજોનું ઘટતું ગયું, તેમની પ્રતિષ્ઠાને હાનિ પહોંચી, અને તેમની પેદાશ ઘટવાનો સંભવ જણાયો; વળી મુંબઇની અસર બીજાં શ

હેરો ઉપર પણ થાય. એમ પોતાના પંથની પડતી થાય તે અટકાવવાને સૂરતના મોટા મંદિરના મહારાજ જદુનાથજી સને ૧૮૬૦ના મધ્ય ભાગે મુંબાઇ આવ્યા. એના બાપ વ્રજરત્નજી ( બ્રીજરતનજી )ને સૂરતના વિદ્વાન અને સુધારાવાળાના આગેવાન મહેતાજી દુરગારામ મંછારામનો સંગ હતો. મહેતાજીને મંદિરમાં માન પૂર્વક તેડી તેમની વાતો અને શીખામણ સાંભળતા, તેમની જોડે ધર્મ, જાદુ, વિદ્યાભ્યાસ, ઇંગ્રેજી રાજમાં વિદ્યાનો પ્રસાર થવાથી લોકના વહેમને તૂટવાનો સંભવ, અને ચાલતા પંથોને સુધારવાની જરૂર વગેરે બાબતો વિષે મંદિરમાં મહેતાજી ચર્ચા કરતા તેથી બાપ દીકરાના મનપર કાંઈક અસર થઇ હતી. મુંબાઈના જીવણલાલજીની પેઠે સૂરતના વ્રજરત્નજી તેમના પિતરાઇઓથી શાણા હતા. એમને વિદ્યા ઉપર પ્રેમ હતો. દીકરાને ભણાવી સારા કરવાને તેમણે પ્રયત્ન કર્યો; પણ તે પાર પડ્યો નહિ. મોટાના દીકરામાં કોઇજ ભણે છે. અયોગ્ય લાડને વિદ્યા અને સદ્ગુણ જોડે બનતું નથી. જદુનાથજીને અંગકસરત કરવી ગમતી, તેથી શરીરે લઠ પરંતુ સુનીતિની છાપ મનપર નહિ પડવાથી મસ્ત હતો. સૂરતમાં પ્રથમ તેની પ્રખ્યાતિ કનકવા ( પતંગ ) લડાવવામાં થઇ ને પછી દુરાચરણમાં થઈ. બાપની ગાદીએ બેઠાથી સ્વતંત્ર થયા તેવારે તેનાં કુકર્મમાં વધારો થયો. મહાપાપી કર્મ કરનારને મહેતાજી દુરગારામનો બોધ કેમ સુધારી શકે ! તોપણ જદુનાથજી સુધારાનું ડોળ કરતો. વૈષ્ણવોને ધર્મનું જ્ઞાન કરવાને માસિક પુસ્તક છાપવાનો મનસુબો તેણે મહેતાજી જોડે કર્યો, અને છોકરાને ભણાવવાને મોટી નિશાળ મંડાવી. એ મુંબાઈમાં આવ્યો ત્યારે એનાં કુકર્મ ત્યાં પ્રસિદ્ધ થયાં ન હતાં. એ સુધારાના પક્ષમાં છે, એવી વાત આ-

સી. તેને મંદિરે સુધારાવાળા ને કુધારાવાળા બન્ને આવે.

જદુનાથજી ચતુર હતો એમાં શક નથી. મુંબાઈ આવવાનો મુખ્ય હેતુ તેણે જાહેર કર્યો નહિ. લાઇબલની ફર્યાદી માંડવી હોય તો ફર્યાદ કરનારને જાતે અદાલતમાં જવું પડે કે તે ના જાય તો ચાલે એ વાતની તજવીજ તેણે પ્રથમ યુક્તિથી કરી, પણ તેથી સુધારાવાળા ચેત્યા નહિ. તેમના મનમાં પાપ ન હતું, તેમનો હેતુ મહારાજોને સુનીતિવાન કરવાનો હતો. પોતે સુધરી સેવક સેવકીઓને સુધારે એટલુંજ તેઓ ઇચ્છતા હતા. બીગડેલો ને મૂળથી સડેલો પુષ્ટિ માર્ગ તોડી તેને ઠેકાણે નવો સુધરેલો પંથ સ્થાપવાનો ઇરાદો તેમના મનમાં હજી ઉત્પન્ન થયો ન હતો. જદુનાથજીએ સૂરતમાં પોતાને ખર્ચે નિશાળ સ્થાપી છે, અને તે સુધારાને ટેકો આપેછે, એવી વાત મુંબાઈમાં ચાલી. મંગળદાસ કન્યાશાળામાં વાર્ષિક પરીક્ષાનાં ઇનામ આપવામાં પ્રમુખ સ્થાને બિરાજવાને જદુનાથજીએ હા કહી. એથી સુધારા પક્ષમાં આનંદ પ્રસર્યો. જૂના વિચારના અજ્ઞાન લોક સ્ત્રી કેળવણીની વિરૂદ્ધ હતા. દીકરીઓને નિશાળે મોકલવી એ તેમને ગમતું નહિ. કેટલીક મહેનતે થોડા મોકલતા. ગુરૂઓ કન્યાશાળાને ઉત્તેજન આપે તો સેવક સેવકીઓ વાંધો લે નહિ એવું ધારી કેટલેક અવસરે મુંબાઇના મહારાજોને નિશાળમાં પધારવાને, તથા ઇનામ વહેંચવાની સભામાં આગેવાન થવાને વિનંતિ કરેલી, પણ તે તેમણે સ્વીકારેલી નહિ. સૂરતના મહારાજ સુધારાને ટેકો આપેછે એવું સાંભળી કરસનદાસે સત્ય પ્રકાશમાં તેમને આદરમાન દઇ આશા બતલાવી કે તે કેળવણીને આધાર આપશે. મંગળદાસ નથુભાઈ કન્યાશાળાને ઈનામ આપવાને મીજલસ ભરાઇ ત્યાં મોટા શેઠ શાહુકારો, ભાટીઆ ઠક્કરો, સરકારી

ઓધેદારો, અને સુધારાવાળા જુવાનોની વચ્ચે ઊંચે આ- સને બેશી જદુનાથજીએ સ્વહસ્તે છોડીઓને ઈનામ આપ્યાં તેવારે સ્ત્રી કેળવણીનો અને સુધારાનો જેજેકાર થયો. સુ- ધારાવાળાની છાતી ફૂલાઇ અને તેમનાં મન સંતોષ પામ્યાં. હોંસ અને હર્ષથી બુદ્ધિ વર્ધક મંડળીના સભાસદોનાં રૂવાં ઊભાં થયાં, અને સુધારાના રણશીંગાએ સૂરતના મહારાજ જદુનાથજીની સ્તુતિ ફૂંકી. સત્ય પ્રકાશના અધિપતિની આશા સફળ થઇ. તેણે જદુનાથજી મહારાજનાં વખાણુ પોતાના પત્રમાં છાપ્યાં. સાધુને વેષે દૈત્ય આવ્યો હતો તેણે સર્વને એમ ભૂલ થાપ દીધી.

સૂરતમાં દુરગારામ મહેતાજી નિરપરાધી બાપડી વિ- ધવાઓની વહારે ચડ્યા હતા. તેમને પુનર્લગ્ન કરવાની છૂટ આપવી જોઇએ, અને સ્મૃતિ શાસ્ત્રમાં આપેલી છે એવો બોધ તેઓ કરતા. એથી સૂરતમાં એ વિષે બહુ ચર્ચા ચાલી હતી તેથી તથા મહેતાજીના સમાગમથી જદુનાથજી એ બાબતમાં અજાણ્યા ન હતા. મુંબાઇમાં એવી વાત થવા લાગી કે એ મહારાજ અંદરખાને પુનર્વિવાહના પક્ષમાં છે, અને સિધમાં તેણે કેટલાક સેવકને તેમની નાતમાં ચાલ નહિ છતાં, તે કરવાની રજા આપી હતી. એનો લાભ લે- વાનો મનસુબો સુધારાવાળાએ કર્યો. વડનગરા નાગર બ્રા- હ્મણ કવિ નર્મદાશંકર લાલશંકર દવે એ બાબતમાં ઝુંડો ઝાલી આગળ પડ્યા. શાસ્ત્રમાં રજા હોય તો વિધવા પુન- ર્લગ્ન કરે એ ઠીક છે એમ જદુનાથજી છચોક કહેતા, પણ શાસ્ત્રમાં રજા છે એમ કહેવાને મુંબાઈમાં અચકાયા. સુ- ધારાવાળાની સંખ્યા થોડી, તેમનું જોર કમ, અને તેમના સામાવાળીઆનો વગ ભારે અને સંખ્યા મોટી, તથા બીજા મહારાજો ઉલટા વિચારના તેથી ભય પામીને જદુનાથજી

પાછો હઠ્યો. પણ શૂરવીર નર્મદાશંકરે તેમને છોડયા નહિ. ૧૮૬૦ના અગસ્ટ માસની ૧૫મી તારીખે તેણે જદુનાથજીને પત્ર લખી માગ્યું કે શાસ્ત્રાર્થ કરવાને સભા ભરો, અને મારી જોડે વાદ કરો. શાસ્ત્રમાં વિધવા પુનર્લગ્ન કરવાની મંજૂરી છે એ હું ભરી સભામાં સિદ્ધ કરી આપીશ. એ આમંત્રણના હેંડ બીલો છાપી લોકમાં વહેંચ્યાં. જદુનાથજીએ નોતરૂં કબૂલ રાખ્યું, અને ૬ દિવસ પછી સભા બોલાવી. સુધારાનો પહેલવાન અંગ બળમાં કુધારાના મલ્લની જોડે બરાબરી કરી શકે તેવું ન હતું, પણ જ્ઞાન બળમાં તે તેનાથી સરસ હતો. કરસનદાસ મુળજી, કરસનદાસ માધવદાસ, દાક્ટર ધીરજરામ દલપતરામ, મથુરાંદાસ લવજી, રામદાસ ભાણજી, વગેરે સુધારાના નાયકોને અને સુધારાના ઘણાક સિપાઇઓને તથા શાસ્ત્રનાં પુસ્તકોને જોડે લઇ કોડીલા કવિરાજ એ દિવસે સેનાપતિ થઇ સંગ્રામે ચડયા. એમને જોઇ કુધારાનો સેનાપતિ મનમાં ધૂજ્યો અને ડર્યો, તથા તેની ફોજ દાઝે બળી. ધર્મ યુદ્ધમાં જીતવાનો ભરોસો ન પડવાથી જદુનાથજીએ કપટથી લડવા માંડયું. વિધવા પુનર્વિવાહ વિષે વાદ ન કરતાં તે આડા ઉતર્યા. જે બાબત નિર્ણય કરવાને મળ્યા હતા તે કોરે મૂકીને કેવળ જુદી તકરાર ઉઠાવી. હિંદુ પ્રજાના મનમાં સુધારાવાળા વિષે તિરસ્કાર ઉત્પન્ન કરવાને તેણે નર્મદાશંકરને પૂછ્યું કે તમે વેદ શાસ્ત્રોને ઈશ્વરકૃત માનો છો કે નહિ? ભોળા કવિ અને તેના તરૂણ મિત્રો આ ફાંદામાં ફસાયા, અને જદુનાથજી વધારે પાકા હતા એમ સાબિત થયું. વિધવા પુનર્લગ્ન વિષે નિર્ણય કરવાને સભા મળી છે અને અમે તે કારણ સર આવ્યા છીએ માટે જે બાબત તેને લગતી નથી તેનો ઉત્તર હાલ નહિ દઇએ, અમે શાસ્ત્રને ઈશ્વરકૃત માનીએ છીએ કે નહિ તે જણાં-

વવાને અત્રે આવ્યા નથી, પણ હિંદુશાસ્ત્રમાં વિધવા પુનર્વિવાહની રજા છે તે સિદ્ધ કરી આપવા આવ્યા છીએ, માટે તેજ બાબત બોલીશું એવી હઠ ન પકડતાં જદુનાથજીએ આડે રસ્તે દોર્યા તેમ જઇ ભૂલા પડયા. સુધારાવાળા આપણાં ધર્મ શાસ્ત્રોને અને ધર્મને માનતા નથી એવું લોકને દેખાડવાની જદુનાથજીની ધારણા પાર પડી. વિધવા પુનર્લગ્ન સંબંધી શાસ્ત્રાર્થમાં હાર ખાવાના સંભવથી આ યુક્તિવડે બચી મહારાજે કવિના હૂમલાને પાછો વાળ્યો. પરંતુ કવિની પડખે તેનો મિત્ર કરસનદાસ વીરો ઊભો હતો તેણે જદુનાથને વિજય ભોગવવા દીધો નહિ; ખંમ ઠોકી સામા આવી તેને એવો આંતર્યો કે મહારાજ છટકી જવા પામ્યો નહિ.

પૂછેલા પ્રશ્નના ઉત્તર સત્ય પ્રકાશમાં આપી જદુનાથજીની પાસે પ્રતિ ઉત્તર માગ્યા, અને નવા સવાલ પૂછ્યા. કિયાં શાસ્ત્રોને અનાદિ અને ઇશ્વરકૃત માનવાં અને કિયાંને મનુષ્યકૃત તે નક્કી કરવાનાં સાધન પ્રજાને જણાવી વાંચનારને નિર્ણય કરવાને શક્તિમાન કરવાનો મનસુબો કરસનદાસ, નર્મદાશંકર, મથુરાંદાસ લવજી અને તેમના સાથીઓએ કર્યો. જદુનાથજી પણ હિમ્મતવાન હતો. બીજા મહારાજોની ગોડે રાંડી રાંડ ડોશીનો ઉપાય ન કરતાં, એટલે બારણાં વાશી ઘરમાં ભરાઇ ન બેસતાં, એટલે દર્શન બંધ ન કરતાં મરદાની જુદ્ધ કરવાને મેદાનમાં ઉતર્યો. સત્ય પ્રકાશમાં પ્રગટ કરવાને જવાબ લખી મોકલ્યા એટલુંજ નહિ, પણ પોતાની તરફથી 'સ્વધર્મ વર્ધક અને સંશય છેદક' નામે માસિક પુસ્તક છપાવવા માંડયું. જંગ જબરો મચ્યો. વિધવા પુનર્વિવાહને નામે જે ઝઘડો ઊઠ્યો તેનું રૂપ બદલાઇ મૂળ હિંદુ ધર્મ અને હાલના નવા પંથો વિ-

ષે સંવાદ ચાલ્યો. મુંબાઈમાં વાંચી શકે તેવા હજારો વૈષ્ણવ છતાં સ્વધર્મ વર્ધકને માત્ર શુમારે સવાબસેં ઘરાકજ થયાં હતાં. પરંતુ વિષ્ણુ પંચ, ચાબુક વગેરે બીજાં પત્રોમાં જદુનાથજી વિષયો લખી મોકલતો. કરસનદાસને અને તેના સુધારાવાળા સોબતીઓને નાસ્તિક, પાખંડી, મૂર્ખાદિક વિશેષણો લગાડવામાં કસર રાખતો નહિ. કળિયુગમાં ઉત્પન્ન થયેલા પંથો શાસ્ત્ર પ્રમાણે પાખંડી છે, તે પંથોના ગ્રંથો ખોટા છે, અને તેના આચાર્યો ધૂતારા છે, જે માર્ગનાં લક્ષણ તથા જે ગુરૂનાં આચરણ સુનીતિ વિરૂદ્ધ હોય તે સાચા નહિ અને માનવા જોગ નહિ એ દેખાડવાનો પ્રયત્ન સુધારાવાળાએ કર્યો.

## પ્રકરણ પ મું.

કરસનદાસનો મોટો હૂમલો. જદુનાથજીની ફર્યાદી. કરસનદાસની તરફથી સાક્ષી આપવાની મનાઇ. તે મનાઈ કરનારને સજા.

જેવાં શસ્ત્રો વડે સુધારાવાળા યુદ્ધ કરતા હતા તેવાંજ, એટલે સાહી, કલમ, કાગળ અને છાપાયંત્ર, લઈ જદુનાથજી પોતાના પૂર્વજે સ્થાપેલા પંથનું રક્ષણ કરવા, અને પોતાની તથા પોતાના કુટુંબીઓની ઉપજીવિકા, અને પ્રતિષ્ઠાનો બચાવ કરવાને આગળ પડ્યા. સંગ્રામ ચાલ્યો તેમાં વેદનું વચન "સત્યમેવ જયતે" ખરૂં પડ્યું, સુધારા અને કુધારાના જુદ્ધમાં જેની તરફ સત્ય હતું તેનો જય થયો. સવાલ જવાબ અને વિષયો સામ સામા પ્રગટ થવા લાગ્યા. પક્ષકારો વધારે જોસ પર ચડ્યા તેમ તેમનાં લખાણ વધારે સખ્ત થયાં. કરસનદાસ અને જદુનાથજી સામસામા આવી જ-

ણે લાકડી પટે રમવા લાગ્યા. એક એકના ઘાથી બચવાનો પ્રયત્ન દરેક કરે ને સામાવાળીઆનો હાથ ચૂકાવે. એવામાં લાગ આવ્યાથી કરસનદાસે જદુનાથને એવા ઝપાટા લગાવ્યા કે તેની કેડો ભાંગી, ને જીતવાની આશા રહી નહિ, ત્યારે રડતા રડતા સરકારમાં ફર્યાદ કરવા ગયા. સને ૧૮૬૦ના સપ્ટેમ્બરની ૧૬મીના ચાબુકમાં, અને ૨૯મીના સ્વધર્મ વર્ધકમાં જદુનાથજીએ સુધારાવાળાને જબરા ઝપાટા લગાવ્યા. એનો ઉત્તર ૨૧મી અક્ટોબર (૧૮૬૦)ના સત્ય પ્રકાશમાં કરસનદાસે છાપ્યો. "પ્રાચીન હિંદુધર્મ" એ મથાળા નીચે વલ્લભ સંપ્રદાય જડમૂળથી ઉખડી જાય એવો ભારે હૂમલો કર્યો. પુરાણાદિ શાસ્ત્રો પ્રમાણે એ પાખંડી પંથ છે એવું બતાવી ગોકુળનાથજીની ટીકાના વચનથી સિદ્ધ કર્યું કે તે મુજબ વર્તનારા ગુરૂ અને સેવકીઓનો સંબંધ સુનીતિ શાસ્ત્ર વિરૂદ્ધ છે. દુરાચરણનો પાયો ગોકુળનાથજીના ગ્રંથમાં એવો ચણ્યો છે કે એ પંથમાં અધર્મ થયા વિના રહેજ નહિ. પોતાની ચાલ સુધારવાની અને બીજા વલ્લભાચાર્યોને સન્માર્ગે ચાલવાનો ઉપદેશ કરવાની અને ગોકુળનાથનો ગ્રંથ રદ બાતલ કરવાની શીખામણ જદુનાથજીને દીધી. એ લખાણ પગથી માથા સૂધી ઝાળ લગાડે તેવું હતું, પરંતુ તેમાં અસત્ય કાંઇ ન હતું, દ્વેષ જરાએ ન હતો. દુર્ગુણનો નાશ અને સદ્ગુણની સ્થાપના કરવાના રૂડા હેતુથી શિક્ષા રૂપે લખ્યું હતું. પરંતુ પકડાય ત્યારે પોતાના અપરાધ માની અને તે માટે પસ્તાવો કરી જગત્‌ની અને પરમેશ્વરની માફી માગે એવા સારા માણસ થોડાજ હોયછે. કાળાં કર્મ કરનારા જૂઠાણથી પોતાનાં પાપ સંતાડવાને પ્રયત્ન કરેછે તેમ નિર્લજ જદુનાથજીએ આ વખતે કર્યું.

૧૮૬૧ના મે માસની ૧૪ મી તારીખે એ મહારાજે રૂ૫૦,૦૦૦)નો દાવો કરસનદાસ ઉપર મુંબાઈની સુપ્રીમ કોર્ટમાં દીવાનીમાં કર્યો. ૨૧મી અકટોબરનું સત્યપ્રકાશ રજુ કરી ન્યાયાધીશોને અરજ કરી કે એમાંના લખાણથી મારી આબરૂને નુકસાન થયું છે તેને પેટે એ રકમ એ પત્રના અધિપતિ કરસનદાસ મુળજી તથા તેના છાપનાર નાનાભાઈ રૂસ્તમજી રાણીના એ બે પાસેથી અપાવો. કરસનદાસના વકીલોમાં મુખ્ય વકીલ પ્રખ્યાત બારિસ્ટર આન્સ્ટી સાહેબ હતો. તેણે પ્રથમ વાંધો લીધો કે એ ફર્યાદી કોર્ટે સાંભળવી ન જોઈએ. બન્ને તરફના દલીલ દાખલા સાંભળી ન્યાયાધીશોએ ઠરાવ કર્યો કે ફર્યાદી સાંભળવી. ત્યાર પછી ૧૧મી આગસ્ટે પ્રતિવાદીઓની વતી મી. આન્સ્ટીએ જવાબ લખી દીધો તેનો મુખ્ય સાર એ હતો કે એ લખાણમાં વાદીની ખોટી નિન્દા નથી, અને એમાં જે કહ્યુંછે તે ખરૂં છે, એવું સાબિત કરવાને તૈયાર છીએ. આ જવાબથી મહારાજોમાં અને તેમના સેવકોમાં ગભરાટ છૂટ્યો. કોર્ટમાં સાહેદી આપવા બોલાવે ત્યારે સોગન ઉપર મહારાજોએ શા ઉત્તર આપવા? પોતાનાં કુકર્મ વિષે સાચું બોલેથી હાનિ થાય, ને ઇનકાર કરેથી જૂઠી પ્રતિજ્ઞાની સજાની ધાસ્તીમાં આવી પડે. એમ બંને બાજૂએ સંકટ જોઇ તેઓ મુંબાઇમાંથી નાશી ગયા. મોટી ઉમરના મહારાજમાં માત્ર વાદી રહ્યા હતા.

પ્રતિવાદીના પુરાવાનો મોટો આધાર ભાટીઆઓની સાક્ષીઓ ઉપર હતો. એ બિનાની સૂચના તે જ્ઞાતિના શેઠોને કરાવી. કચ્છી અને હાલારી ભાટીઆઓમાં કેટલાક દહાડા ઘોળાઘોળ ચાલી. પ્રથમ નાતના કેટલાક આગેવાનો ખાનગીમાં વિચાર કરવા લાગ્યા. અંતે એમ ઠર્યું કે

ભાટીઆની મહાજન વાડીમાં નાત મેળવવી, અને મહારાજની વિરૂદ્ધ કોઇ ભાટીઆએ સાહેદી પૂરવી નહિ, અને પૂરે તેને ધારા પ્રમાણે નાત બહાર મૂકી સજા કરવી એવા ઠરાવ પર બધા ભાટીઆની સહીઓ લેવી. ૧૮૬૧ના સપ્ટેમ્બરની ૬ઠી તારીખે ભાટીઆનું મહાજન મળ્યું ત્યાં જેઓ હાજર હતા તેમની સહીઓ એ ઠરાવ ઉપર લીધી, અને પછી બે ત્રણ દહાડા માણસો મોકલી જે નહોતા આવ્યા તેમની કરાવી. જે ભલા ભાટીઆ સત્ય અને સુધારાને ચહાનાર હતા તેમણે જૂઠા કસમ ખાઈ પરમેશ્વરના ગુનેગાર થવાની સાફ ના કહી, અને એ ઠરાવ ઉપર સહી કરી નહિ. એમને નાત બહાર મૂકી શકે ત્યાર પહેલાં તો એ જૂઠાણુ, એ જૂલમ, અને અધર્મ ઊઠાવનારા પંડે પટકાઇ ગયા.

આ ઠરાવ કાયદા વિરૂદ્ધ હતો, કેમકે એથી ન્યાય થવામાં હરકત પડે. એથી કરસનદાસને ઇનસાફ મળે નહિ માટે તેણે એ કામમાં નવ જણા આગેવાન હતા તેમના ઉપર માજિસ્ત્રેટની કોર્ટમાં ફોજદારી માંડી. એ નવ માણસનાં નામ, ૧ ગોકળદાસ લીલાધર, ૨ લખમીદાસ દામજી, ૩ આદત કીરપાળ, ૪ કાનજી શામજી, ૫ મુળજી મોરારજી, ૬ દામોદર હરજી ઉરફે દામજી હીરા, ૭ રાઘુ શામજી, ૮ દયાળ જેરાજ, ૯ ભગવાનજી દ્વારકાંદાસ.

વાદીની વતી મેસર્સ આન્સ્ટી અને ડન્બાર, અને તોમનદારની તરફ મેસર્સ એસી અને બાર્ટન હતા. કન્સ્પિરસીનું, એટલે કાયદા વિરૂદ્ધ એકો અને વિચાર કરવાનું તોમત નવે જણપર મૂકયું. તારીખ ૧૧મી સપ્ટેમ્બરે (૧૮૬૧) માજિસ્ત્રેટ મી. ક્રોફોર્ડની કચેરીમાં એ કામની તપાસ ચાલી તે વેળા ભાટીઆ જ્ઞાતિનો ગુસ્સો વાદી ઉપર ઘણોજ હતો.

એ દિવસે કરસનદાસને સહીસલામત ઘેર જવા ન દેવા, અને રસ્તામાં જીવ લેવો એવો વિચાર કરીને આવેલા ધર્માંધ દુષ્ટો ત્યાં ઘણા હતા. જુબાની આપી કચેરીમાંથી નીકળતાં વારને જડસા લોક ધક્કા મારી હૂમલો કરવા લાગ્યા. ત્રણેક હજાર ધર્માંધ મૂર્ખા પોલીસ કોર્ટની માંહે અને બહાર ભેગા થયા હતા. જેને અજ્ઞાની જીવ પરમેશ્વર ધારતા તેવા ગુરૂની લાજ રાખવાની કોશીશ કરવા સારૂ પોતાની નાતના બે મોટા શેઠ અને સાત બીજા આગેવાનને કેદી થયેલા જોઇ ઘણાનો ગુસ્સો મર્યાદામાં રહ્યો નહિ. કરસનદાસને જોઇ રીસે દાંત પીસે, મનમાં દાઝે, ભાંડે, ને હાથમાં આવે કે પૂરો કરવાનો લાગ જોય, પણ તેમની ક્રૂર અને ભુંડી ઇચ્છા પાર પડી નહિ. પહેલા હલ્લાંથી નાશી કરસનદાસે માજિસ્ત્રેટનો આશ્રય માગ્યો, ને તે તેને મળ્યો. પંકાયલા પોલીસ કમિશનર મી. ફ્રૉર્જેટે ત્યારથી તેનું રક્ષણ કર્યું, માજિસ્ત્રેટે કામ સેશન કોર્ટમાં કમિટ કર્યું.

તા. ૧૨મી દિસેમ્બરે મોટી અદાલતમાં સર જોસફ આર્નોલ્ડની હજૂરમાં આ ભાટીઆ કન્સ્પિરસી કેસ ચાલ્યો. અહિં કરસનદાસની જુબાની લેવાઇ તે પરથી જણાય છે કે એ વેળા એની ઉમર ૨૮ વરસની હતી. ભાટીઆની સંખ્યા મુંબાઇમાં ૧૦,૦૦૦ ને સુમારે હતી; તેમાંનો ઘણો ભાગ ધર્માંધ મૂર્ખ હતો, ને થોડો સુધરેલા વિચારનો, સદ્‌ગુણી અને પોતાની જ્ઞાતિમાં સદાચરણનો પ્રસાર થતો જોવાને ચહાનારો હતો. કરસનદાસને મોટી મદદ એ પાછલા ભાગની હતી. તે વખતે લોક એવું ધારતા હતા કે ગયત સુધરેલા નામાંકિત શેઠ ગોકળદાસ તેજપાળ આ કામમાં ખરચવાનાં નાણાં કરસનદાસને પૂરાં પાડે છે. એવું હશે તો

કરસનદાસથી એ છાનું હતું. એ ઉદાર શેઠ ખરેખરાં ગ-હાજન હતા, અને પોતાના જાતભાઇઓના ભલાને માટે પ્રગટ કે ગુપ્ત પુષ્કળ ધન ખરચે તેવા હતા. કોઈ સખી પુરૂષે આ કામને માટે ૩૯૦૦) મોકલ્યા હતા, પણ તેનું નામ કરસનદાસના જાણવામાં ન હતું. ધન્ય છે એવા સ-જ્જનોને! એ વેળા કરસનદાસના મતના ૫૦ વાણીઆ મુંબઇમાં હશે એવું તેના ધારવામાં હતું. એ પચાસમાં હિં-મત ધરી આગળ પડે એવા વીર થોડાજ હતા.

આ કામમાં બીજી શાક્ષી શેઠ લખમીદાસ ખીમજી-ની લેવાઇ. એ પણ શેઠ ગોકળદાસ તેજપાળની પેઠે સુ-ધારાના મોટા મિત્ર અને સરદાર હતા. ભાટીઆનું મહાજન મેળવવાને એમની રજા પ્રથમ લેવી જોઈએ. પરંતુ એ સુધારાવાળા છે એ સર્વની જાણમાં હોવાથી એમની પર-વાનગી આ ગેરકાયદે મળવા બાબત માગીજ નહિ. તેમ છતાં એણે તોમતદારોમાંના કેટલાકને નાત મળ્યા પહેલાં સારી શીખામણ દીધી હતી. ગોકુળનાથજીની ટીકાનો અ-ર્થ સત્ય પ્રકાશમાં ખોટો કર્યો હોય તો પંદર વીસ શાસ્ત્રી-ની સભા બોલાવી તેમની પાસે ખરો અર્થ લખાવી લેવા-ની તથા કોર્ટમાં સાચી વાત કહેવાની સલાહ એ સારા શે-ઠે આપી; પણ તે સામાવાળીઆએ માની નહિ. શેઠ ગો-કળદાસ તેજપાળનો અભિપ્રાય એ મહારાજો બદ કામ ન કરે એવો બંદોબસ્ત આ તકે કરવાનો હતો. પણ તેમ ક-રતાં જદુનાથજી હારે માટે તેના પક્ષકારોએ તેમ કરવાની ના કહી. શેઠ લખમીદાસે મોટું ડહાપણ અને આગમચેતીનું કામ એ કર્યું કે આ ભાટીઆની નાત મળવાની ખબર મી. ફાર્જેટને કહી યૂરોપીઅન કાન્સટેબલને ત્યાં હાજર ર-ખાવ્યો હતો. એની સાક્ષી કામ લાગી. પરંતુ ભાટીઆની

સાહેદી વગર તોહમત સાબિત થાત નહિ, ને ભાટીઆને સાચી સાહેદી આપવી એ આ વેળા ભારે સંકટનું કામ હતું. ઘરમાં બાયડીઓ કંકાશ કરે, નાતવાળા નાત બહાર મૂકે, મહાજનવાળા મહાજન બહાર મૂકે, તે ઉપરાંત જીવ ખોવાની ધાસ્તી ઘણી હતી. ભાટીઆનું કામ મીયાંભાઇ સખ હતું. એમના બે મોટા લખેસરી, શૂરા, અને મોભાવાળા શેઠો નામે લખમીદાસ ખીમજી, તથા ગોકુળદાસ તેજપાળ, અને તેમના મિત્રોની સહાય ન હોત તો કોઈ ભાટીઓ સાચી સાક્ષી આપી શકત નહિ. ભાટીઆમાં સુધારાનો પાયો ખોદનાર મથુરાંદાસ લવજીની તથા એ શેઠોની મદદ જાહેરાંત નહોત તો કરસનદાસ માર્યા જાત. માટે એ મહાપુરૂષોને મોટી આબરૂ ઘટે છે. સાબાશ છે એમની પરમાર્થ બુદ્ધિને ! સાબાશ છે એમની હિંમતને ! ધન્ય છે એમની સ્વદેશ પ્રીતિને, એમના સદાચરણને, એમની ઉદારતાને, અને ચતુરાઈને !! “ યદ્યપિશુદ્ધમ્, લોકવિરૂદ્ધમ, નાચર્ણીયમ્, નાકરણીયમ્,” એ નીચ, એ બાયલું, એ ધિક્કારપાત્ર વચન પ્રમાણે વર્ત્યા હોત તો કેવો મોટો અન્યાય થાત, કેવું ખોટું થાત ! આ વખત બારિક હતો; બહાદુર હરજીવન જીવરાજ, ખટુ લધા, નાનજી મોરારજી, વગેરે ભાટીઆની સાક્ષીપરથી તથા અધર્મ પક્ષે પ્રસિદ્ધ કરેલાં હેંડ બીલોપરથી નવે તોહમતદાર ગુનેગાર ઠર્યા.

તા. ૧૨મી અને ૧૩મીએ સાક્ષીઓ લેવાયા. કોર્ટનું મકાન સવારના દશ વાગ્યાથી સાંજ સૂધી, ધર્માંધ ભાટીઆથી ખીચોખીચ ભરાયલું રહેતું. ધર્મ પક્ષનો ભાટીઓ સાચી સાક્ષી આપવા આવ્યો કે દરેક જડસો તેના ઉપર તિરસ્કાર અને દ્વેષની નજરે જોતો અને તેનું બુરૂં ઇચ્છતો. એ બે દિવસોએ કરસનદાસના ભાટીઆ સાક્ષી-

ઓને ભય કેટલો બધો હતો તે ૧૧મી સાક્ષી પરશોતમ હેમરાજની જુબાની પરથી જણાય છે. તે બિચારો થર થર ધ્રૂજતો ને કાંપતો સાક્ષીના પાંજરામાં આવ્યો, ને ગભરાતો ગભરાતો બોલ્યો કે "હું ગરીબ આદમી છું, હું સાક્ષી આપી શકતો નથી, મને બહુ બીક લાગે છે, હું સાહેદી પૂરી શકતો નથી. કોઇનાં નામ દેવાની મારી મરજી નથી, હું ઘણો ત્રાસ પામું છું. કોઈનાં નામ દેવાને હું ઈચ્છતો નથી. હું ભાટીઓ છું. બધી દુનિયા મને ગાળ દે છે. કેટલાકનાં નામ જાણું છું, પણ હું જે જાણું છું તે કહેવાને ડરૂં છું."

ભારે ભીડથી અને મોટા શોર બકોરથી વારે વારે કોર્ટના કામમાં અડચણ પડતી. લોકને છાના રાખવાનું કામ એટલું મુશકેલ થયું કે ૧૪મી તારીખે બહુ લોકને કોર્ટમાં પેસવા દીધા નહિ. એનો લાભ લઇ ઘણા યૂરોપીઅનો મુકરદમો જોવા એ દિવસે આવ્યા. તોહમતદારોને કેદીના પાંજરામાં પૂર્યા નહોતા. તેઓમાં કેટલાક મોટા ધનવાન અને વગવાળા વેપારી હતા. બારિસ્ટરો બાર્ટન અને બેલીએ તેમના બચાવનાં ભાષણ કર્યાં, પણ એકે સાહેદી આણ્યો નહિ. આ વાત મોફ્યુસિલના વકીલોને ધ્યાનમાં લેવા જોગ છે. આબરૂદાર બારિસ્ટરો અને આબરૂદાર વકીલો જૂઠા સાક્ષી ઊભા કરી લાવવાની મના કરેછે. તેમનાથી અજાણે વાદી પ્રતિવાદી લાવે તેમાં તેમનો વાંક નહિ. લીલાધર ગોકળદાસ વગેરે તોહગતદારો ઘણા તવંગર હતા, અને ચહાત તો તેમની ગેરહાજરી કે બીજી જૂઠી વાત કહેવાને જોઈએ એટલા જૂઠા સાહેદી લાવી શકત. વળી આ તેમના ગુરૂનું કામ હતું, ને તેને ધર્મનું સમજી એના સંબંધમાં જૂઠા સમ ખાવામાં તેઓ પાપ માનતા નહિ. ન્યાય કરવાગાં પ્રમાણિક વકીલોથી ન્યાયાધીશોને એક મોટો લાભ આમ મળે છે.

સારા વકીલ સત્ય અને ઇન્સાફને મદદ કરનારા છે; જૂઠા પુરાવા અને ખોટા સાક્ષી ઊભા કરવાની સલાહ અસીલને આપતા નથી.

સર જોસફ આર્નોલ્ડે સાક્ષી પુરાવાનો સાર, અને કન્સિપરસીના અપરાધ વિષેનું કાયદા પ્રમાણે સ્વરૂપ પંચને જણાવી કહ્યું કે જો આ કોર્ટમાં જદુનાથજી મહારાજે કરસનદાસ ઉપર માંડેલી ફર્યાદીની તજવીજમાં સાચી સાક્ષી આપતાં ભાટીઆ લોકને વારવાને, અને ખરી સાહેદી પુરતાં અટકાવવાને એકો કર્યો એવી તમારી ખાતરી થઈ હોય તો એઓએ ઇન્સાફ થતો અટકાવવાની કોશિશ કરી. એ સંબંધી ઘણીક બીના કહી અને જુબાનીઓ સંભળાવી. બારપર પોણે ચાર કલાકે પંચ બીજા ઓરડામાં વિચાર કરવાને ગયા. એમાં ૯ યૂરોપીઅન અને ત્રણ દેશી હતા.

આ પંચના ફેસલાની વાટ લોક આતુરતાથી જોવા લાગ્યા. નિષ્પક્ષપાતે ઠરાવ કરવાનું કામ કઠણ હતું. પ્રતિવાદીઓ વેપારી સાહેબોમાં મોટા વસીલાવાળા હતા. તેમની શરમ અને તેમનો ખપ ઘણાને પડે તેવા હતા. એમ છતાં ન્યાયાસને બેશી પક્ષપાત ન કરતાં પંચે સત્ય પાળ્યું. સાડેચાર કલાકે કોર્ટમાં પોતાને ઠામે આવી પ્રમુખ મારફત તેમણે ન્યાયાધીશને જાહેર કર્યું કે તોહમતદારોએ ગુનો કીધો. એ વેળા કરસનદાસની વતી આન્સ્ટી સાહેબે ઊઠી અપરાધીઓને માટે દયા માગી. અપરાધીઓના તુચ્છ યત્નો વ્યર્થ થયા અને ન્યાયની ચડતી થઈ. હવે એકલો દંડ કરવામાં હરકત ન હોય તો મહેરબાની કરી તેથી વધારે નહિ કરશો. મી. બેલીએ માગ્યું કે કાયદા સંબંધી કેટલાક વાંધા બંને જડજોની ભરી કચેરીમાં જાહેર કરવા છે, માટે ફેંસલો મોકુફ રાખો. સર જોસફે એ અરજી પ્રમાણે કર્યું.

તા. ૧૭ મી ડિસેમ્બર (૧૮૬૧) ને મંગળવારે સર માથ્યુ સાસ મુખ્ય ન્યાયાધીશ, અને સર જોસફ આર્નોલ્ડની હજૂરમાં વાદ વિવાદ ચાલ્યો. ગુનેગારો અને બંને પક્ષના વકીલ બારિસ્ટરો હાજર હતા. ૧૧ કલાકે કામ ચાલ્યું ત્યાર પહેલાં રૈયતનો ભારે જમાવ કોર્ટમાં થયો હતો. મેસર્સ બેલી, ગ્રીન, અને કાનોને કેદીઓની તરફથી બહુ તકરાર કરીને દલીલ દાખલા આપ્યા. તેના ઉત્તર મેસર્સ આન્સ્ટી અને ડન્બારે દીધા. અપીલ રદ ગઈ અને અપરાધીઓને સજા થઇ. શિક્ષા કરતી વેળા સર જોસફે અપરાધીઓને સારી શીખામણ દીધી. કરસનદાસ મુળજી ઉપર તેમના ગુરૂ જદુનાથજી બ્રીજરતનજીએ આબરૂ લીધાને માટે દાવો કર્યોછે. કરસનદાસે સત્ય પ્રકાશમાં સાચું છાપ્યું છે તે પોતાના બચાવમાં સાબિત કરવા માગેછે. તેને સાબિતીઓ ન મળે એવી તમે પેરવી કરી ન્યાય થતો અટકાવવાની કોશિશ કરી એ મોટો ગુનો છે. એ ગુનાને માટે દંડ અને સખ્ત મજૂરી સાથે કેદની સજા કાયદા પ્રમાણે થઇ શકે, પણ તમારા જેવી હાલતમાં પડેલા માણસની સમજણાદિ ઉપર નજર રાખી કેદની સજા નથી કરતો, તથાપિ બીજાઓને હવે પછી એમ કરવાને દહેશત લાગે માટે છેક હલકો દંડ નહિ કરૂં. એવાં શાણાં વચન બોલી ગોકળદાસ લિલાધરને અને લખમીદાસ દામજીને દરેકને એક એક હજાર રૂપિઆ દંડ અને બીજાઓની પાસે એથી હલકા દંડ લઈ તેમને છોડયા. ન્યાયાધીશનો હૂકમ સાંભળી મૂર્ખ લોક નાખુશ થયા ને ઘોંઘાટ કરવા લાગ્યા, પણ તેમને સિપાઇઓએ ઝટ ચૂપ રાખ્યા. દંડમાંથી રૂ૧૦૦૦) કરસનદાસને ખર્ચને પેટે કોર્ટે આપ્યા. એ કામમાં કરસનદાસે રૂ૪૦૦૦)ખરચ્યા.

---

# પ્રકરણ ૬ ઠું.

લૈબલ કેસ. ફર્યાદના ૮ જવાબ. સાક્ષીઓ.

ભરતખંડના ઈતિહાસમાં નોંધી રાખવા જોગ મોટો બનાવ બન્યો તેનું વર્ણન હવે ટૂંકામાં કરૂંછું. જેના અધર્મ પક્ષમાં મુંબાઈમાં ૫૦,૦૦૦ માણુસ હતાં, અને આખો ભરતખંડ લઈએ તો લાખો જેના સેવક હતા, જે પંડે ધનવાન અને જેના સેવકો મોટા લક્ષ્મીવંતા હતા, તેની સામે એક નિર્ધન જુવાન આવી જુદ્ધ કરવાને ઊભો. એ તરૂણના ધર્મ પક્ષને ટેકો આપનારા સુધારાવાળા મિત્ર આંગળીને બેડકે ગણાઇ શકાય એટલા થોડા હતા; અને એ થોડામાં કેટલાક લોકથી ડરી ગુપ્ત રહેવા ચહાતા હતા. જદુનાથજીએ માત્ર પોતાને માટે આ ટંટો ઉઠાવ્યો નહતો, બધા ગુસાંઇજીના લાભને માટે વઢતા હતા. એણે ફતેહ પામવાને બહુ તરફડીઆં માર્યાં. એના મંત્રી પરભુદાસે મહેનત કરવામાં કસર રાખી નહિ. અજ્ઞાન સાગરમાં ડૂબેલા વૈષ્ણવોએ પોતાની અને પોતાના ગુરૂની લાજ રાખવાને ઘણાં ફાંફાં માર્યાં, પણ અસત્ય અને અનીતિને આધારે સત્ય ન્યાયના દરબારમાં જીતી શકાય નહિ. આ મોટા કેસમાંથી જન્મેલા બચ્ચાંની દુર્દશાથી શોકમાં છતાં હિંમતનું ડોળ કરી સૂરતના ગુસાંઈજીએ હોશીઆરીથી બાથ ભીડી.

સને ૧૮૬૨ ના જાનેવારીની ૨૫ મી તારીખે મુંબાઈની સુપ્રીમ કોર્ટના બન્ને ન્યાયાધીશો સર માથ્યુ સાસ અને સર જોસફ આર્નોલ્ડની હજૂરમાં કામ ચાલ્યું. મેસર્સ બેલી અને સ્કોબલ વાદી જદુનાથજી બ્રીજરતનજીની તરફ, અને મેસર્સ આન્સ્ટી અને દન્બાર પ્રતિવાદી કરસનદાસ મુળજી તથા નાનાભાઈ રૂસતમજી રાણીનાની તરફ હતા.

ફ્ર્યાંદીની અરજીમાં લખેલી બાબતોમાંની આઠ ખોટી છે એવો ઉત્તર પ્રતિવાદીઓએ આપ્યો. ૧ વાદીએ અમારે શિર ચડાવેલા અપરાધ અમે કર્યા નથી; ૨ બધા હિંદુઓના ગુરૂ ગુસાંઇજી મહારાજ નથી; ૩ ગુસાંઈજી બ્રાહ્મણ માત્રના ઉપરી કે ગુરૂ નથી; ૪ ગુસાંઈજી વર્ણાશ્રમમાં ઊંચા નથી, અને હિંદુધર્મના સર્વોપરિ ગુરૂ નથી; ૫ વલ્લભાચાર્ય પંથ પ્રાચીન નથી, આધુનિક છે, માત્ર ૧૫ મા સૈકામાં ઉત્પન્ન થયો છે, અને કેવળ પાખંડ માર્ગ છે, એટલે પ્રાચીન વેદ ધર્મની વિરૂદ્ધ મત છે; ૬ સત્ય પ્રકાશમાંનું વાક્ય "તે ટીકા પરમાણે ચાલીને પોતાના સેવકોની વહુ દીકરીઓને બગાડોછો તેથી હાથ ઉઠાવો, અને રસ મંડળી જેવી અનીતિને એકદમ નાશ પમાડો," એનો તરજુમો કોર્ટના ભાષાંતર કરનારે ખોટો કર્યો છે; ૭ એમાં વલ્લભાચાર્ય પંથનો પડદો ઉઘાડી તેનું સ્વરૂપ દેખાડયું છે તથા વાદીનાં કુકર્મો જાહેર કર્યાં છે; ૮ સત્ય પ્રકાશમાં લખ્યું છે તે ખરૂં છે, અને કાયદા પ્રમાણે પ્રગટ થઇ શકે એવું સાબિત કરી આપીશું.

બંને ન્યાયાધીશો આવી ધર્માસને બિરાજ્યા. મુંબાઇની વસ્તીમાં હાહાકાર થઇ રહ્યો. વાદી પ્રતિવાદી હિંદુ છતાં યૂરોપીઅન, પારસી, અને મુસલમાન લોકોને પણ આ મુકરદમો ચિત્તાકર્ષક હતો. આખી મુબાઇ નગરી એનું પરિણામ જાણવાને આતુર થઈ. કામ પણ ભારે અગત્યનું હતું. વાદીના બારિસ્ટરોના પૂછ્યાથી આન્સ્ટી સાહેબે ઉત્તર આપ્યો કે ફ્ર્યાંદીનો વિષય અમે છાપ્યો, પરંતુ તે લૈબલ એટલે ખોટી નિન્દા નથી, તથા તે પ્રસિદ્ધ કરવાનો અમને અધિકાર હતો એ બંને વાત સિદ્ધ કરી આપીશું. એમના ભાષણ પછી વાદીના સાક્ષી લેવાયા.

વાદી જદુનાથજી બ્રીજરત્નજી મહારાજનું નામ કોર્ટના

પટાવાળાએ પોકાર્યું તેવારે સર્વે લોક તેને આવતા નીરખવાને ચારે તરફ જોવા લાગ્યા. તેને માન આપવાને ઘણા વૈષ્ણવો ઊભા થયા. થોડા ક્ષણમાં બે ઊંચા ચોપદાર આગળ, તેમની પાછળ છાતી કાઢીને ચાલતા મહારાજ, મહારાજની બાજુએ શેઠ વરજીવનદાસ માધવદાસ વગેરે મોટા વૈષ્ણવ, પાછળ નાના વૈષ્ણવ અને નોકરો, એમ ભભકાથી સ્વારી આવી. મહારાજને સાક્ષીના પાંજરામાં ઊભા રાખ્યા. શરીરે લઠ, રંગે કાળા, મધ્યમ કદના, ગાલે શોભીતા થોબીઆ, સુંદર પાઘ અને વાગા ધારણ કરેલા, અજ્ઞાન સાગરમાં ડૂબેલાને મન સાક્ષાત ગોકુળના કાનનું સ્વરૂપ, એવા જદુનાથજી હિંમતથી ઊભા. જન્મમાં જૂઠું બોલેલો નહિ (?) માટે ગીતા ઉપર કસમ ખાવાની તેણે ના કહી, પણ મુખ્ય ન્યાયાધીશે ફરમાવ્યું કે સાક્ષી પૂરવી હોય તો પ્રતિજ્ઞા લેવી જોઇએ, તે પરથી મહારાજે સાચું બોલવાના સમ ખાધા. એની જુબાની પણ બહુ લાંબી છે, ને તે મહારાજ લાઇબલ કેસમાંથી વાંચવાની હું ભલામણ કરૂંછું.

---

## પ્રકરણ ૭ મું.

તજવીજનો અંત. મુખ્ય ન્યાયાધીશનું હુકમનામું. સર જ. આર્નોલ્ડનો ફેંસલો. ગ્રંથ કર્ત્તાના વિચાર અને વિનંતિ.

૨૨મા દિવસનો ઘણો ભાગ મી. આન્સ્ટીને વાદીના સાક્ષીઓ ઉપર ટીકા કરવાને મળ્યો. એ ટીકાનો ઘણો ભાગ વાંચવા જોગ છે. ૨૩મી રજુઆતે એટલે તા. ૪થી માર્ચ મંગળવારે વાદીના વકીલ મી. બેલીએ ભાષણ કર્યું. આ મોટા મુકરદમામાં નોંધાયલા સાક્ષી પુરાવા વિષે વિચાર કરી અભિપ્રાય લખવાને જડજોને વખત જોઈએ તેથી

૨૪મી રજુઆત ૨૨મી એપ્રિલે (૧૮૬૨) થઇ. એ દહાડે મુખ્ય ન્યાયાધીશે પોતાનો ઠરાવ વાંચ્યો તેનો સાર નીચે પ્રમાણેઃ—

'૨૧મી અકટોબર ૧૮૬૦ના સત્ય પ્રકાશમાં છાપેલા વિષયનાં અંગ્રેજી ભાષાંતરને લઈ તેના ચાર ભાગ કર્યા. ૧. પ્રાચીન વેદ ધર્મ પ્રમાણે વલ્લભ મત પાખંડ છે. ૨. એ માર્ગના ગુરૂ જે મહારાજો તેઓ પાખંડ અને અનીતિ સેવક સેવકીઓને શીખવે છે. ૩. ધર્મને નામે એ મહારાજો અનીતિએ વર્ત્તે છે. ૪. સેવકીઓ જોડે વાદી કુકર્મ કરે છે.

વાદી કહેછે કે આ આરોપ જૂઠા છે, દ્વેષ બુદ્ધિથી પ્રગટ કર્યા છે, અને એથી તેને નુકશાન થયું. એ નુકશાન ભરી આપવાની અરજ કરે છે. પ્રતિવાદીઓએ આઠ જવાબ (ઇશ્યુ) આપ્યા છે. એ જવાબને ખોટા કહી પોતાનો દાવો સાબિત કરવાને તથા તેના રદીઆ આપવાને વાદીએ સાક્ષી આણ્યા. પ્રતિવાદીઓએ પોતાના પુરાવા આપ્યા, ને તેના પ્રતિ ઉત્તરમાં વાદીએ સાહેદી લેવડાવ્યા.

પ્રતિવાદીઓ વિષય પ્રગટ કર્યાનું નામુકર ગયા નથી. પણ ૬ઠા જવાબમાં કહેછે કે કેટલાક ભાગનું ભાષાંતર યથાર્થ નથી. તજવીજમાં તેમની આ તકરાર ખોટી પડે છે, માટે એનો ફેંસલો તેમની વિરૂદ્ધ કર્યો છે.

૬ઠા ઈશ્યુનો એવો ફેંસલો થવાથી ૧લા ઈશ્યુની બાબત પ્રતિવાદીઓની વિરૂદ્ધ જાય છે. એટલે તેમણે પ્રસિદ્ધ કરેલા વિષયમાં વાદીને હાનિ પહોંચે તેવી તેની નિંદા છે, એવો ઠરાવ કરવો પડે છે. બહુ હોશીયાર સાક્ષી ડાક્તર ભાઉ દાજી હતા. તેમની જુબાની પરથી સર મા. સાસની એવી ખાતરી થઈ. એ છાપવામાં કરસનદાસે કાયદાનું

ઉલ્લંધન કર્યું કે નહિ તે વિષે ઈંગ્લાંડના કાયદા અને ત્યાંના ન્યાયાધીશોના અભિપ્રાયની ખોળ લંબાણથી કરી મુખ્ય ન્યાયાધીશે ૧લા ઈસ્યુનો ફેંસલો પણ વાદીના પક્ષમાં કર્યો.

પરંતુ સાતમો જવાબ ખરો ઠરે તો પ્રતિવાદીઓ નિરપરાધી ઠરે અને તેમના ઉપર વાદીનો નુકશાનનો દાવો ચાલે નહિ એવું સર મા. સાસે વિચાર્યું. કામમાં પડેલા સાક્ષી પુરાવાની તપાસ એ મોટા સાહેબે ઘણી બારિકી અને ચતુરાઇથી કરીને કેવળ વાજબી નિર્ણય કર્યો. વલ્લભાચાર્યના સિદ્ધાંત રહસ્ય નામે ગ્રંથમાં તન, મન, ને ધન પુરૂશોત્તમને સમર્પણ કરવાની આજ્ઞા કરી છે, અને તેના પૌત્ર ગોકુળનાથજીએ એ આજ્ઞાનો અર્થ વિસ્તારથી ટીકા કરી સમજાવ્યો. એ ટીકા ઉપરથી લૈબલનું લખાણ ઉત્પન્ન થયું. પુરૂષોત્તમને એટલે કૃષ્ણને તન, મન ને ધન સમર્પણ કરવાનું મૂળમાં ઠરાવેલું. મુખ્ય ન્યાયાધીશને લાગ્યું કે વલ્લભાચાર્ય પંથના લોક વલ્લભને કૃષ્ણાવતાર માનેછે, અને તેના વંશમાં જન્મનારા સઘળા પુરૂષો પોતાને કૃષ્ણાવતાર મનાવે છે, અને સેવક સેવકીઓ તેમને તેવા ગણે છે. જે વિધિએ કૃષ્ણની મૂર્ત્તિને પૂજે છે તેજ વિધિએ મહારાજોને પૂજે છે. આશુક માશુકનાં ગીત ગરબા કાનને નામે છે તેજ તરેહના મનને બગાડે અને સુનીતિને ભ્રષ્ટ કરે એવાં ગીત ગરબા મહારાજોને સેવકીઓ ગાય છે. એ વડે, અને એ પંથની લખેલી વાર્તાઓથી અને નહિ લખાયલી દંત કથાઓથી વિહાર વિષયથી સર્વને જાણીતાં કરેછે. સૌના મોહોડા આગળ વ્યભિચાર લાવી મૂક્યો છે. કોઇ ઠેકાણે તેનો નિષેધ કર્યો નથી. તેની વિરૂદ્ધ એક અક્ષર પણ લખ્યો નથી એટલુંજ નહિ, પણ તે કરનારાનાં વાર્તાઓમાં વખાણ કર્યા છે; એક કહાણીમાં તો તેવો પાપી, મંદિરમાં એકવાર

પૂંજે વાળવાથી એકદમ વૈકુંઠ પામ્યો કહ્યું છે. (આ દાખલા પરથી અધમ કરનાર ખેદકારક અનુમાન સહજ નીકળી શકે). પરમેશ્વરની ભક્તિ પ્રેમથી કરવી, તેને આધીન રહેવું, અને સર્વ તેનું છે એવો ભાવ મનમાં રાખવો એવું હિંદુ ધર્મમાં ફરમાવ્યું છે, તેને ઊંધું મારી આ પંથે કાયાને લગાડયું, અને તમામ મહારાજોએ કૃષ્ણાવતાર બની તેનો લાભ લીધો. બાલ્યાવસ્થામાં નરને અને લગ્ન વેળા નારીને તન, મન ને ધન સમર્પણ કરવાનો સંકલ્પ કરાવેથી ઘણા વૈષ્ણવો માને છે કે એ ત્રણેના ધણી મહારાજો થયા, અને મહારાજો તેનો ભુંડો લાભ લેછે એ સાબિત થયું. સ્ત્રીઓને પતિવ્રતા ધર્મ પાળવાની આજ્ઞા સ્મૃતિ શાસ્ત્રમાં છે, અને એવું માનવું અને દુરાચાર કરવો એ જૂના વેદ ધર્મમાં નથી, માટે પ્રતિવાદીએ સિદ્ધ કરી આપ્યું કે વલ્લભાચાર્ય માર્ગ પાખંડ છે. મહારાજનો ઈશ્વરપણાનો એટલે કૃષ્ણાવતારનો દાવો કરવો, અને ઘણા વૈષ્ણવોનું તે માનવું, અને તેથી નીપજતાં માઠાં પરિણામ વિષે કોર્ટની ખાતરી થઇ. વાદીએ કોર્ટમાં એ દાવો નાકબૂલ કર્યો, તોપણ એમ માન્યું કે એ નહિ માનવાને સેવકોને તેણે બોધ કરેલો. એ પરથી પણ કરસનદાસનું કહેવું સાચું ઠરે છે.

મહારાજોના દુરાચાર જાહેર છે એ વાત ખરી કે ખોટી ? એ પંથમાંના કેટલાક ભરોસો રાખવા જોગ સાહેદીઓના કહેવાથી સાબિત થયું કે લોકમાં એ વાત મશહૂર છે. એનો જાસ્તી પુરાવો સને ૧૮૫૫નો ભાટીઆ મહાજનનો ઠરાવ છે. મહારાજો ઠાકોરજીની સેવામાં હોયછે તેજ વેળા સ્ત્રીઓ દર્શને જાય એવો ઠરાવ કરવાનું કારણ એ હતું કે દર્શનને નામે નારીઓ મંદિરે જતી તેથી બિગાડ થતો એ જાણી તેમને તેમ કરતી અટકાવવાની લોકને જ-

રૂર જણાઇ. એ પછી વર્ત્તમાન પત્રોમાં અને હેંડબીલોમાં મહારાજોની ભુંડી કરણી અને ઈશ્વરી દાવા વિષે ભારે ચર્ચા અને કઠોર શબ્દોમાં સખ્ત ટીકા ચાલે છે. કેટલાક મહારાજોની અનીતિ નજરે જોનારાની વિશ્વાસ રાખવા જોગ સાક્ષી પૂરાઇ છે. વાદીએ તથા જીવણલાલજીએ કબૂલ કરેલું કે મહારાજો વ્યભિચાર કરેછે, પણ તે બંધ પાડવાનું કામ મુશ્કેલ છે, કેમકે તેમની ઘણી પેદાશ બાયડીઓથી છે. એ વાત ખોટી હોત તો જીવણલાલજીની તે બાબત વાદી સાક્ષી અપાવત. વાદી પંડે નામુકર ગયો, પણ કોર્ટથી તેના બોલવાપર ભરોસો રાખી શકાતો નથી. સામા સાહેદીઓની આબરૂ એવી રૂડી છે કે તેમનાં વચન સત્ય છે એમ માનવાની જરૂર પડે છે. એથી પ્રતિવાદીનું આ કહેવું પણ સાચું ઠર્યું.

હવે છેલ્લી મોટી બાબતપર વડા સાહેબ આવ્યા. વાદીએ સેવકીઓ જોડે જાર કર્મ કર્યાં અને કોર્ટમાં તેણે જૂઠી સાક્ષી આપી એવું સર મ. સાસના ધ્યાનમાં ઉતર્યું. લગભગ ત્રણ દિવસ સૂધી વાદી જદુનાથજીની કોર્ટમાં પરીક્ષા, પ્રતિ પરીક્ષા, અને પુનઃપરીક્ષા થઇ તેમાં, એ સાહેબ લખે છે કે, એ આદમી ઘણો બુદ્ધિમાન અને દેશી વિદ્યામાં કેટલોક કુશળ જણાયો. તેનામાં ગભરાટ કે વિસ્મૃતિ જરાએ જણાઇ નહિ. જે કહ્યું તે જાણીબૂજીને કહ્યું. એની જુબાની પ્રતિવાદીના સાક્ષીઓની જુબાનીથી ઉલટી પડી. ત્યારે સાચું કોણ? કોણે જૂઠા કસમ ખાધા? એણે કે કરસનદાસના સાક્ષીઓએ? સને ૧૮૬૦માં વાદીને ચાંદીનો રોગ થયો હતો કે નહિ, એ નક્કી કરવાને સાચી જૂઠી સાખ પારખવાની યુક્તિઓની કસોટી હાથમાં લઇ મુખ્ય ન્યાયાધીશે કસ કહાડયો. માનવંતા દાક્તરો ભાઉ દાજી અને

ધીરજરામ દલપતરામના કહેવાપર ભરોસો રાખવાની તેને જરૂર પડી. એ એની પ્રતિષ્ઠા પરથી, શેઠ લખમીદાસ ખીમજીની જુબાનીએ તેમને આશ્રય આપ્યો તે પરથી, અને વાદીને ચાલતે કામે ત્રણ દાકતરોએ ચાંદીની નિશાનીને માટે તપાસ્યો તેમાંના એકેની તથા પરભુદાસની તેણે સાહેદી અપાવી નહિ તે પરથી બહુ વિચાર કરીને લાચારીએ વડા સાહેબે ઠરાવ્યું કે વાદીએ સ્વાર્થે પ્રતિજ્ઞા પર જૂઠી સાક્ષી આપી. એમ એનાપરથી વિશ્વાસ ઊઠ્યો તેથી એણે પોતાના લાભમાં જે જે કહ્યું તે માન્યું નહિ. પ્રતિવાદીના સાક્ષીઓના સુલક્ષણમાં વાદી વાંધો લઈ શક્યો નહિ. ઘણાક હજી મંદિરે જનારા છે, તેમને વાદી જોડે વૈરભાવ નથી, તેઓ સ્વાર્થે બોલ્યા એવું બતાવી શકાયું નથી, પરંતુ જ્ઞાતિવાળાઓ તરફથી તેમને હાનિ થવાનો સંભવ છે, અને લોકનો મોટો જથો વહેમી છે તેઓ તેમની નિંદા કરશે. લખમીદાસ ખીમજીની કહેલી એટની વાત સાચી માનવી પડે છે. તે જૂઠી પાડવાનો વાદીનો પ્રયત્ન રદ ગયો. માટે પ્રતિવાદીનું લખાણ વાજબી હતું એ સાબિત થયું. તેનો મુખ્ય જવાબ ખરો પડ્યાથી તે જીત્યો ગણાય. પહેલા બીજા, ચોથા, અને છઠ્ઠા ઇશ્યુનો ફેસલો વાદીના લાભમાં થયો ખરો, પણ એમાંના ત્રણ જૂજ છે, અને પહેલાને માટે મોટી નુકશાની અપાવી શકતા નથી, કેમકે ૩જો, ૫મો, ૭મો, અને ૮મો એ અગત્યના ઇશ્યુ પ્રતિવાદીના લાભમાં થયા. વાદીને માત્ર સહજ નામની નુકશાની મળશે, અને તે તથા તેના ઘણાખરા સાક્ષીઓ કોર્ટમાં જૂઠું બોલ્યા માટે તેની તરફના ફેસલાને માટે ખર્ચ નહિ મળે, અને પ્રતિવાદીની તરફ થયલા ચારે ફેસલાનો ખર્ચ વાદીએ આપવો.

સર જોસફ આર્નોલ્ડના અભિપ્રાયનો સાર.

'આ કામ સાર્વજનિક લાભકારી છે એ બાબત એ સાહેબે પોતાનો અભિપ્રાય પૂરા વિસ્તારથી લખ્યો. ૧લા ઈસ્યુમાં વડા ન્યાયાધીશથી એમનો મત જુદો પડયો. એ મત જુદો હોવાનાં કારણ લંબાણથી સમજાવી તેનો ફેસલો કરસનદાસના લાભમાં આપ્યો. એ કાયદાની તકરાર છે માટે અહીં દાખલ કરવાની જરૂર નથી. એનો ભાવાર્થ એ છે કે પ્રતિવાદીનું લખાણ લૈબલ છે કે નહિ ? વાદીની આબરૂ પર તે હૂમલો હતો, પરંતુ તે કરવાનો કરસનદાસને હક્ક હોય અને તે હૂમલો વાજબી હોય તો તેં લૈબલ ગણાય કે નહિ? આ બાબત ઇંગ્લિશ કાયદાનાં મૂળતત્વોની ખોળ અને ચર્ચા ખૂબ કરી ઠરાવ કર્યો કે સાર્વજનિક લાભને માટે જે વાત જાહેર કરવાની જરૂર હોય, અને ફરજ હોય, જેથી લોકની નીતિમાં બિગાડ થતો હોય, જેથી લોકનું અહિત થતું હોય, જે દુરાચારની લોકસુધારાને માટે જાહેર ચર્ચા કરવાની ગરજ હોય, અને જે બિગાડ અટકાવવાને લોકનો તિરસ્કાર સિવાય બીજો રસ્તો નથી તે વિષયનું એ મતલબ પાર પડે તેવું વગર ઢેપનું જાહેર લખાણ કાયદા પ્રમાણે અને ન્યાય પ્રમાણે લૈબલ ન ગણાય.

પ્રતિવાદી કરસનદાસ મુળજીએ એ વિષય છાપ્યો તેવારે ઉપર પ્રમાણે હતું કે નહિ તેનો નિર્ણય કરવાને પ્રથમ તેની એ વેળા સ્થિતિ કેવી હતી તે જાણવું જોઇએ. એનો જન્મ વલ્લભાચાર્ય પંથમાં થયો હતો, અને તેને ગળે તે પંથની કંઠી પંથના વિધિ પ્રમાણે બાંધવામાં આવી હતી, પરંતુ જે દુષ્ટ કરણીને તેણે જાહેરમાં ધિક્કારી તેથી કંટાળી લૈબલના વખતની પૂર્વે થોડાં વરસ થયાં તેણે મંદિરોમાં જવું બંધ કર્યું હતું, અને ગૂજરાતી બોલીમાં છપાતું તથા

ભાટીઆ અને વાણીઆમાં ફેલાયલું સત્ય પ્રકાશ નામે વર્ત્તમાનપત્રનો તે અધિપતિ હતો. ભાટીઆ અને વાણીઆ મહારાજોના પૂરા ભક્ત છે. વાદી પંડે વાણીઓ છે. બીજું જોવાનું એ છે કે એવી અવસ્થામાં પોતાના પંથના લોકના અને પોતાની જ્ઞાતિના બોધને અર્થે, અને પોતાના પત્રના વાંચનારાના લાભને માટે મહારાજોનાં દુરાચરણ જાહેર કરવાં અને તેઓ વિષે લોકના મનમાં ધિક્કાર ઉત્પન્ન કરવાને પ્રયત્ન કરવો એ પ્રતિવાદી કરસનદાસની ફરજ હતી કે નહિ? એમાં એનું હિત હતું કે નહિ? સર જ. આર્નોલ્ડને લાગ્યું કે તે બંને હતાં. વર્ત્તમાન પત્રનો અધિપતિ દેશનો ઉપદેશક છે. અર્વાચીન કાળમાં જે ગુણે કરીને વર્ત્તમાન પત્રો સંસારને દોરનારાં મોટાં બળોની પંક્તિમાં દાખલ થયાં છે તે ગુણ તેના વાંચનારાને સુબોધ કરવો, સુધારવા, અને જ્ઞાની કરવાનો છે. ભુંડી વાતને અને જંગલી આચાર વિચારને ઉઘાડા પાડવા અને ધિક્કારવા, તથા જે ચાલ ચલણ સુનીતિ વિરૂદ્ધ, અને સંસાર સુધારાનાં વેરી છે તેઓ ઉપર હૂમલા કરવા એ વર્ત્તમાન પત્રોની સર્વોત્તમ ધર્મ અને અવશ્યની ફરજ છે, એવા બિગાડ અને એવી ભૂલો કાળે કરીને માન પામી પવિત્ર ગણાઇ હોય, ચાલ પડી જવાથી રક્ષણ પામી હોય, અને નાત જાતમાં મોટા ને વગવાળા આદમીઓથી આશ્રય પામી હોય, અને તેને સુધારે એવું બીજું કાંઇ ન હોય તો વચમાં પડવું એ વર્ત્તમાન પત્રોનું કામ, અને વર્ત્તમાનપત્રોની ફરજ છે. લોકના અભિપ્રાય ઉપર એ દુરાચાર અને ખોટા વિચારનો આધાર હોયછે, માટે દલીલ દાખલાથી, તિરસ્કાર, અને હાસ્યથી લોકના અભિપ્રાય ફેરવી ચોખા કરવાની કોશિશ પ્રમાણિકપણે અને પરમાર્થે કરવી જોઈએ. સત્ય પ્રકાશના અધિપતિએ

પોતાની આ ફરજ બજાવી વાજબી કર્મ કર્યું. ભાટીઆને અને વાણીઆને મહારાજોના અપરાધ દાખવ્યા એ તેણે ઠીક કર્યું.

જ્યારે કરસનદાસે એ વિષય લખ્યો ત્યારે એ બાબતનું જ્ઞાન લોકમાં ચાલતી વાતોથી, તથા પોતાના પંડના અવલોકનથી, તથા ૧૮૫૫માં ભાટીઆ મહાજને કરેલા ઠરાવથી તેને થયું હતું. પુષ્ટિ માર્ગના ગુરૂઓ ઘણું કરીને વિષયી છે અને વાદી જદુનાથજીનાં લક્ષણ પણ તેવાં છે એ બંને બાબતો તેણે સારે આધારે જાણી હતી. પ્રતિવાદીનો પાકો દોસ્ત નર્મદાશંકર લાલશંકર સૂરતનો વતની છે ને વાદી પણ સૂરતનો વતની છે. નર્મદાશંકરનું રહેવું સૂરતમાં થયલું તેવારે તેના જાણવામાં વાદીના દુર્ગુણો આવેલા અને તેણે કરસનદાસને કહેલા. તકરારી બાબત છાપ્યા પહેલાં પાંચેક માસપર એના જાણવામાં આવ્યું કે એ માર્ગના ગ્રંથોમાં પણ અનીતિને ટેકો આપ્યો છે. એના ખાસ મિત્ર જુવાન નાગર બ્રાહ્મણ નર્મદાશંકરે એક મરાઠી પુસ્તકમાંથી ગોકુળનાથજીની ટીકાનો શ્લોક બતાવ્યો. આ મરાઠી ગ્રંથ વાંચવાથી વધારે તજવીજ કરવાનું મન પ્રતિવાદીને થયું. એને સંસ્કૃત આવડતું નથી, પણ વ્રજ ભાષા સમજે છે તેથી તે બોલીના ગ્રંથોમાં ખોળ કરી. જે તરૂણ બ્રાહ્મણે એને મરાઠી ચોપડી આણી આપી તેને સંસ્કૃત ભાષાનું જ્ઞાન છે તે પરથી તેણે ગોકુળનાથજીના સમર્પણ સંબંધી શ્લોકનો અર્થ સમજાવ્યો. અર્થ વિષે વાંધો લેવામાં આવ્યો છે, પણ એ અર્થની તકરારનો નિર્ણય કરવાની જરૂર નથી. આ કામમાં ટીકાકાર ગોકુળનાથજી પર તોહમત નથી, પણ કરસનદાસ ઉપર છે. ગોકુળનાથના મનમાં શો અર્થ હશે તે જાણવાની જરૂર નથી, પણ તેનાં વચનનો કે બીજાનાં

વચનનો શો ઉપયોગ થયો છે તે નક્કી કરવાનું છે. સાક્ષી પુરાવા પરથી ચોખ્ખું માલૂમ પડ્યું છે કે લાંબી મુદ્દત થયાં સેવકસેવકીઓ મહારાજોને કૃષ્ણાવતાર માને છે, ને તેમને ઈશ્વર ગણે છે, તેથી જે કૃષ્ણને કે ઈશ્વરને સમર્પણ કરવાને ફરમાવ્યું હોય તે તેઓને કરવું એવો માયનો વલ્લભાચાર્ય માર્ગવાળા કરે કે નહિ એનો નિશ્ચય શાથી થાય? એ નિશ્ચય કરવાની પણ આ કામમાં જરૂર નથી. ફર્યાદનો વિષય છાપ્યો તે વારે વાદી અને તેના બંધુઓ એ વચનનો એવો અર્થ કરી વર્ત્તે છે એવું માનવાને પ્રતિવાદીને કારણ હતાં કે નહિ, તેનો નિશ્ચય કરવાનો છે. પુરાવાપરથી સિધ્ધ થાય છે એ કે અર્થ ખરો છે એવું તે વેળા તેણે પ્રમાણિકપણે માન્યું હતું. પોતાને સંસ્કૃત ભાષાનું જ્ઞાન ન હોવાથી એના ઓળખાણમાં તે જાણનાર ભરોસાદાર જે હતા તેમને તેના અર્થ પૂછ્યા અને તેમણે કહેલા અર્થ માન્યા.

કરસનદાસની સ્થિતિ, ફરજ, અને જ્ઞાન એ પ્રમાણે હતાં. હવે તપાસ કરવાની છે કે એણે શાના ઉપર અને કોના ઉપર હૂમલા કર્યા?

આ સંસારમાં થતાં મોટાં પાપ ઉપર તેણે હૂમલા કર્યા. પોતે જે પંથમાં છે તે પંથમાં વંશપરપરા મનાતા ગુરૂ પંથના લોકની વહુ બેટીઓની લાજ લૂંટતા હતા. (જેઓને વાસ્તવિક જોતાં ગુરૂઓએ પોતાની દીકરીઓ ગણવી જોઇએ) તેમની જોડે (ચોરી છૂપીથી નહિ પણ ) ધર્મને પવિત્ર નામે અને ધર્મની આજ્ઞા છે એવો ઢોંગ કરી, ધર્મને બદનામ કરી, છીનાળું કરતા હતા. આ દુરાચારનો, આ અઘોર કર્મનો પ્રતિવાદીએ જાહેર ધિક્કાર કર્યો. એ ધિક્કાર રોષથી, જુસ્સાથી, અને કડવાં વચનોથી કરસનદાસે કર્યો, પણ તે કરવામાં તેણે કાયદાની મર્યાદા ઓળંગી નથી;

જાહેર લખનાર તરીકે માત્ર પોતાની ફરજ બજાવી છે. સંસારમાં સુનીતિની જરૂર છે માટે એવાં દુષ્ટ કર્મોને ખુલ્લાં પાડી છુંદી મારવાં જોઇએ. એવાં લખાણને લૈબલ કહીએ તો પાપી માણસોને અનીતિ કરતા જોઇ કોપાયમાન થઇ કઠણ પણ યોગ્ય શબ્દોમાં તેમનો તિરસ્કાર કરનારા મહા પુરૂષો થઇ ગયા છે તેઓને લૈબલ લખનારા કહેવા પડે.' આવાં કુકર્મ ઉપર, આવાં અઘોર પાપ ઉપર કરસનદાસે હમલા કર્યા. હવે કોના ઉપર તેણે હુમલા કર્યા? જવાબ– એ મહા પાપ કરનારા ઉપર. એ મહા પાપ કરનારા કોણ છે? જવાબ—મહારાજો, અને તેઓમાંનો એક મહારાજ વાદી છે તે એવાં કર્મો કરેછે માટે તેમના ઉપર હુમલા કર્યો. જે લખાણ ઉપર ફર્યાદ થઈ છે તેમાં લખ્યું છે કે 'આ કળિયુગમાં વલ્લભાચાર્યાદિ ઘણાક પાખંડ પંથો ઊઠ્યા છે, પરંતુ કોઈ પંથવાળાએ મહારાજોના જેવું નિર્લજપણું, મહારાજોના જેવી પાકાઈ, મહારાજોના જેવું સ્ત્રીલંપટપણું, મહારાજોના જેવી લુચ્ચાઇ અને ઠગાઇ કોઇએ કરી નથી. તેઓ ગોકુળનાથજીની ટીકા પ્રમાણે વર્ત્તી વૈષ્ણવોની વહુઓ જોડે અને દીકરીઓ જોડે જારકર્મ કરેછે.' એમ પ્રતિવાદી કરસનદાસે કુકર્મ કરનારા આખા વર્ગ ઉપર હુમલો કર્યો છે, અને વાદી જદુનાથજી એ વર્ગમાં છે માટે તેના ઉપર પણ ધસારો કર્યો છે. એમ કરવામાં વાદીને પંડને વગોવવો અને તેની આબરૂ લીધી એ વાત ખરી છે, પણ તેમ કરવાને વાજબી કારણ હતાં. મહારાજોનાં દુષ્ટ કર્મોને જાહેર કરવાથી અને તેઓપર લોકનો તિરસ્કાર આણવાથી સંસારને જે મોટા લાભ થયા તેને મુકાબલે જદુનાથજીને નુકશાન થયું તે કાંઈ લેખામાં નથી. જે કર્મોનો ધિક્કાર કરસનદાસે જાહેર કર્યો તે અનીતિનાં કર્મો હ-

તાં. અને જદુનાથજીએ સાધારણ ખાનગી માણસ થઇ ક-ર્યાં નહતાં, પણ મહારાજની પદ્વિથી એટલે લોકના ગુરૂપ-ણાથી કર્યા હતાં. એ માટે પહેલી ફર્યાદ કરસનદાસની હતી. એ ફર્યાદ લોક સિવાય બીજા કોની આગળ કરે? સાઠ પાંસેઠ મહારાજો છે પણ તેઓનો જબરો ઉપરી, તે-ઓને પાધરે રસ્તે ચલાવી શકે તેવો કોઈ નથી. મેવાડના નાથદ્વારનો મહારાજ માત્ર નામનો વડો છે. હિંદુઓમાં કે સરકારી કચેરીઓમાં આવી ફર્યાદ સાંભળનાર કોઇનથી માટે છાપાની મારફ્તે લોકથી દાદ મેળવવાનો પ્રયત્ન કર-વો; બીજો ઉપાય નથી. પ્રતિવાદી કરસનદાસે તેમ કર્યું. એ ગેરવાજબી કર્યું નથી. સત્યપ્રકાશના એડિટરનો એમ કરવાનો હક્ક હતો; તેની ફરજ હતી. જે લોકની હજૂરમાં એ ફર્યાદ થઇ તેમને એ સાંભળવાનો અધિકાર હતો. સંસારનો પાયો અને સંસારનું બંધારણ સુનીતિ ઉપર છે, માટે સુનીતિનો ભંગ થતો અટકાવવો એ લોકનું કામ છે. ભુંડાં કર્મો કરનારાની વિરૂદ્ધ અને અપરાધ થતા અટકાવ-વાને પ્રતિવાદીએ દ્વેષબુદ્ધિ વિના પરમાર્થે ઘટતા શબ્દોમાં લખ્યું એ વાજબી કર્યું, માટે તે લૈબલ ન કહેવાય. એમાં વાદીનું નામ દાખલ થયુંછે તે વાદીના લખાણથી થયું છે. વલ્લભાચાર્ય મતનો, અને તે પંથના ગુરૂઓની એટલે પોતા-ની અને પોતાના કુટુંબીઓની રહેણીનો બચાવ કરવાને તે-ણે સત્યપ્રકાશ, ચાબુક, વગેરે દેશી વર્ત્તમાન પત્રોમાં અને સ્વધર્મ વર્ધક નામે પોતાનાં માસિક પુસ્તકમાં કરસનદાસ જોડે વાદ વિવાદ કર્યો. એથી ઉત્તર અને પ્રતિઉત્તર ચાલ્યા, તથા બીજા મહારાજો વિષે મભમ લખાયું અને વાદીનું ના-મ આગળ પડ્યું. એમાં પ્રતિવાદીનો વાંક નથી. વાદીને વિ-ષે જે લખ્યું છે તે હૂમલો નથી પણ માત્ર અંતઃકરણથી

દીધેલી સાચી શીખામણ છે; તેના ઉપર લેબલ નથી. માટે ૧લા ઇશ્યુનો ફેસલો પ્રતિવાદીના લાભમાં થવો જોઇએ.

બીજા બધા ઇશ્યુ વિષે સર જ. આર્નોલ્ડનો અભિપ્રાય વડા ન્યાયાધીશના અભિપ્રાયને મળતો હતો. પ્રતિવાદીના ૭મા અને ૮મા, એ ઉત્તર મોટી અગત્યના અને ખરા છે, તથા તેના મજબૂત પુરાવા કામમાં પડયા એ સંબંધી એ સાહેબે ઘણું લખ્યું છે. એ પુરાવાના એણે ચાર ભાગ પાડયા. ૧લામાં વલ્લભાચાર્ય માર્ગ અને તેના સિદ્ધાંતો વિષે; ૨જામાં મહારાજો અને તેમના સેવકોનો સંબંધ કેવો છે તે વિષે; ૩જામાં મહારાજોની બદચાલની સાખ વિષે; અને ૪થામાં વાદીનાં વ્યભિચારી લક્ષણ વિષે.

પહેલી બાબત વિશે આર્નોલ્ડ સાહેબ લખે છે કે હરકોઇ ધર્મનું સ્વરૂપ તે ધર્મના ગ્રંથોમાંથી વિરૂદ્ધ પક્ષે ખોળી કાઢેલાં વચનો પરથી પૂરૂં જણાય નહિ; પણ આ કામમાં એ વચનોની જોડે હુશિઆર સાક્ષીઓથી જે ખુલાસો મળ્યો છે તે પરથી સાધારણ અનુમાન કરી શકાય છે. મહા વિદ્વાન દાક્તર વિલ્સને બહોળા અભ્યાસથી જ્ઞાન મેળવેલું તે કહેછે કે પુષ્ટિમાર્ગ નવો છે, ને વિષયભોગનો છે, કેમકે બાળકૃષ્ણ અથવા કૃષ્ણના કિશોર વયની એમાં સેવા દાખલ કરી છે, ને તેના ભવના બીજા સમયથી એ સમયને શ્રેષ્ઠ ગણ્યો છે. આટલામાં બધું આવી જાય છે. ૧૬૦૦૦ ગોપીઓના પિયુ કૃષ્ણને પૂજાવી ધર્મમાં ઇંદ્રિયભોગ આણ્યો, અને તેના વિષયભોગને મોક્ષનું સાધન કહ્યું. અસલ બ્રાહ્મણ ધર્મના ઉત્તમ વિચારને આ પંથમાં કેવા અધમ કરી નાંખ્યા છે! આખું વિશ્વ જેનું અંગ છે તે અનાદિ વિષ્ણુ, તે અવિનાશી પરમાત્મા, જેનાથી સર્વ જીવેછે તે બ્રહ્મને વિષે હરેક આત્માને અંતે ભળવાનું છે; એનું નામ

મોક્ષ કે મુક્તિ. આ મહાન્ વિચારને વલ્લભાચાર્યે મતમાં કૃષ્ણ જોડે વિષયભોગનાં રૂપમાં લાવી મૂક્યો છે. આ સમજવાને વાદીએ બૃહદ્ વામન પુરાણની ગપ પ્રગટ કરી. વેદના મંત્રોને કૃષ્ણ સ્વરૂપનું દર્શન કરવાનું મન થયું. પ્રાર્થનાથી પ્રસન્ન થઈ કૃષ્ણે તેમને દર્શન દીધું. કૃષ્ણને જોઈ વેદ મંત્રો મોહ પામ્યા. તેમને કૃષ્ણને ભોગવવાની ઈચ્છા થઈ. એ ઇચ્છા પાર પાડવાને નારી રૂપ માગ્યું. તે પણ કૃષ્ણે આપ્યું. તેમને વ્રજમાં ગોપીઓનો અવતાર આપ્યો, અને તેમની કામના પૂરી પાડી. એ પરથી વાદી જદુનાથજી અનુમાન કરે છે કે 'વ્યભિચાર ભાવમાં પાપ હોય તો કૃષ્ણ વેદોને એવી ભક્તિ ન કરવા દે. બ્રહ્મને બાપ પ્રમાણે, કે વર માનીને કે ભાઈ કે પુત્ર સમજીને નજરમાં આવે તેમ સેવો. તે બધે રૂપે છે.' જૂના વેદ ધર્મમાં માણસનાં નાશવંત શરીરમાં રહેલા આત્મા અને અનંત પરમાત્મા જેની મર્યાદા કોઈ કાયાથી થતી નથી એટલે જે અખંડ પરબ્રહ્મ છે તેમાં ભળી જવાના સ્વચ્છ અને શ્રેષ્ઠ વિચારને ઠેકાણે વિષ્ણુના અવતારોમાં જે અતિ વિષયી છે તેની દેહ જોડે વિષયભોગને લાવી રાખ્યો. પણ અહીં એ બીભત્સ ધારણા અટકી નથી એવું મથુરાંદાસ લવજીની જુબાની પરથી જણાય છે. કાન ગોપીની કાયાનો યોગ વ્રજમાં થયો તેવો હવે કળિયુગમાં પૃથ્વી ઉપર થઇ શકતો નથી, (કેમકે કૃષ્ણ હાલ ગોલોકમાં છે,) અને એવા યોગ વિના જીવની મુક્તિ થાય નહિ. માટે બધા મહારાજો કૃષ્ણના અવતાર છે; તેમની કાયા જોડે એવો યોગ થયાથી (એટલે વૈષ્ણવી સેવકીઓ મહારાજો જોડે વ્યભિચાર કરી તેમને ભોગવેથી જેમ ગોપીઓ કાનને ભોગવી પામીઓ તેમ) તેઓ મુક્તિ પામેછે. એમ એ ધર્મ કેવળ વિષયભો-

ગનો છે. રાસલીલા એ સર્વોત્તમ સુખ. ગોલોકમાં જાય તે ત્યાં સદા રાસ રમે. મહારાજોને રાસલીલા સાગર કહે છે, અને તે મરે છે ત્યારે લીલાવસ્તાર્યા કહેછે. સેવકીઓ મહારાજોને ગીતો ગાય છે તે ઉભરાતા શૃંગારરસનાં છે. સેવકીઓ મહારાજોને પિયુ અને પરમેશ્વર માને છે; એજ યાર અને એજ કૃષ્ણ. વિષ્ણુ પુરાણમાં લખ્યું છે કે કૃષ્ણવિયોગની હરેક ક્ષણ ગોપીઓને લાખો વરસ જેવડી લાગે છે. બાપ, વર, અને ભાઇની મના છતાં તેઓ રાત્રે વહાલા કૃષ્ણ જોડે લીલા રમવા જાયછે. વાદીએ કબૂલ કર્યું કે હાલ પણ એવાં વિષયી પ્રેમનાં ગીતો સેવકીઓ મહારાજોને ગાય છે. મથુરાંદાસ લવજી કહે છે કે 'મહારાજની આગળ સેવકીઓને છીનાળાંનાં ગીતો ગાતી મેં ઘણી વાર સાંભળી છે.' ખટાઉ મનકજી કહે છે કે એ ગીતાં નિર્લજ અને ફટાણાંનાં છે. 'અમારા વર તમારા સેવકો નથી પણ આપ છો' એવી મતલબ એકમાં છે. નમૂનાને માટે એમાંની એક ગરબી ન્યાયાધીશે પોતાના અભિપ્રાયમાં દાખલ કરી છે. આપણે તો એવાં ઘણાંએ સાંભળીએ છીએ.

એ પછી તેણે બતાવ્યું કે જે ગ્રંથોને એ પંથમાં પ્રમાણ ગણ્યા છે તેઓમાં મહારાજોને ઠાકોરજી સમાન માનવાનું ફરમાવ્યું છે. એમાં લખ્યું છે કે જે ગુરૂ અને ઠાકોરજીમાં ભેદ ગણશે તે બીજે અવતાર સીચાણો થશે. ગુરૂને પરમેશ્વર જાણવા. પરમેશ્વરથી પણ વધારે માનવા, કેમકે પરમેશ્વરના કોપથી ગુરૂ બચાવે, પણ ગુરૂદેવના કોપથી કોઇ ઉગારી શકે નહિ. માટે ઠાકોરજી અને ગુરૂ એ બંનેને અવશ્ય પૂજવા. જે વિધિએ ઠાકોરજીની સેવા કરવી તેજ વિધિએ ગુરૂની સેવા કરવી. આ જગત્માં ઘણી પ્રકારનાં પ્રાણી છે. તેમાંનાં જેઓ શ્રી પુરૂષોત્તમજીના પ્રત્ય-

ક્ષ અવતાર જે શ્રી વલ્લભાચાર્યજી, શ્રી ગોસાંઇજી, અને તેમના બાળ તેમને શરણે જઇ રહ્યા છે તેઓનાં ધન્ય ભાગ્ય, જે પંથમાં આવો બોધ ને એવું જ્ઞાન છે તે પંથના સાધારણ સેવકો કૃષ્ણ અને મહારાજને એક અને સમાન માને, અને તેમની આંધળી ભક્તિ કરે, અને તેમની વહુ દીકરીઓ મહારાજ જોડે સૂવાને ઠાકોરજી જોડે સૂવાની બરોબર તથા મોક્ષ પામવું ગણે એમાં નવાઇ નથી. વાદીના પહેલા સાક્ષીઓથી, પ્રતિવાદીના સાક્ષીઓથી, વાદીના પછીથી આપેલા સાહેદીઓથી, અને વાદીની જુબાનીથી સાબિત થાય છે કે ઉપર લખ્યા પ્રમાણે મહારાજોને સેવકો માને છે. ગોપાળદાસ માધવદાસ જે મોટો આબરૂદાર સાહેદ હતો.તેણે કહ્યું કે અમે મહારાજને લાંબા થઈને પગે લાગીએ છીએ, ધૂપ, દીપ, ફૂલ ને ધનથી પૂજીએ છીએ. જેમ ઠાકોરજીને આરતિ કરીએ છીએ તેમ મહારાજને કરીએ છીએ. બાયડીઓ મહારાજને ઝૂલાવે છે. અમારા પંથના કેટલાક લોક મહારાજને પરમેશ્વર માને છે, કેટલાક નથી માનતા. કેટલાક ભાટીઆ અને વાણીઆ મહારાજોને પરમેશ્વર માને છે. તેનાં ચાવેલાં પાન સોપારી લોક ખાય છે, તેનું પહેરી નાહેલું ધોતીયું નીચોવી તે પાણી પીએ છે, ને તેના પગને અંગૂઠે અડેલા પાણીને ચર્ણામૃત કહે છે.' વરજીવનદાસ માધવદાસ કહે છે કે કેટલાક વાણીઆ મહારાજને ગુરૂ માને છે અને પરમેશ્વર માને છે. મહારાજ પર્વણીને દિવસે સ્નાન કરેછે તેવારે હું તેને કેસર ચોળું છું. ઠાકોરજીને પણ એમજ કરે છે.' પ્રતિવાદી કરસનદાસની તથા નારાયણ દીનાનાથજીની જુબાનીઓપરથી એજ નીકળે છે. એ પાછલાને જીવણજી જોડે દોસ્તી હોવાથી માત્ર ગુરૂ એવું સમજાવવાના ફાંફા માર્યા, પણ પ્રતિ પરી-

ક્ષામાં બીજા પંથોના અને આ પંથના ગુરૂના ભેદ સમજાવવામાં સપડાયા. મથુરાંદાસ લવજી ગંભીર, આબરૂદાર, ઉમંગી, જેણે ઘણા ગ્રંથનું જ્ઞાન સંપાદન કરેલું, અને જેના પ્રમાણિકપણા વિષે શક આવેલો નહિ, જે વલ્લભાચાર્ય પંથી અને જ્ઞાતે ભાટીઓ છે, તે કહે છે કે પૂર્ણ પુરૂષોત્તમ પૂજાય છે તે ગોલોકમાં છે; વલ્લભ, વિઠ્ઠલનાથજી અને તેના વંશજો તેના અવતાર છે. વલ્લભ તેના મસ્તકનો અવતાર હતો. (એ વાત વાદીએ કબૂલ કરી.) ભાટીઆની વસ્તીનો વધારે મોટો ભાગ હાલના મહારાજોને પણ પૂર્ણ પુરૂષોત્તમ અને મહાપ્રભુજી સમજી સેવે છે. ‘તેમની છબીઓની પૂજા કરે છે, અને જીવણજી, જદુનાથજી વગેરે નામ એ પૂજામાં દે છે. જેમ ઠાકોરજીને પૂજે છે તેમજ તેમને મહાપ્રભુ, શ્રી પ્રભુ વગેરે કહી પૂજે છે. તેમની ચરણરજ મોઢામાં મૂકે છે.’ મુંબઇના મોટા પંડિત અને સજ્જન દાક્તર ભાઉ દાજીની સાક્ષીપરથી પણ સ્પષ્ટ જણાય છે કે મહારાજોને તેમના ભગતો કૃષ્ણ માને છે. આ સાક્ષીઓનું કહેવું જૂઠું પાડવાને વાદીએ કેટલાક સાહેદો રજુ કર્યા અને પંડે જુબાની આપી. પણ શી વાતની ના કહેવી એ પ્રથમથી નક્કી કરી તેઓ આવ્યા હતા. તેઓને શીખવી રાખેલા જણાયાથી તેમના બોલ માની શકાય નહિ. વખતે ભૂલ થાપથીજ તેઓ સાચું બોલ્યા છે, બાકીનું બધું શીખવી રાખેલું કહી ગયા. તેમનાથી અજાણે બોલાઇ ગયું તેથી પણ વાદીનું નામુકર જવું ખોટું પડે છે. વાદી પંડે પણ પ્રતિ પરીક્ષામાં પકડાયો. પોતાના વકીલના સવાલના જવાબમાં તેણે કહ્યું કે મહારાજોને કોઈ વૈષ્ણવ ઇશ્વર માનતો નથી. પણ પ્રતિવાદીના વકીલે પૂછ્યું તેવારે માન્યું કે તેણે (એટલે જદુનાથજીએ) મના કરી ત્યાર પહે-

લાં કેટલાક સેવકો ગુરૂને ઈશ્વર માનતા. એ સર્વ પરથી સિદ્ધ થાય છે કે એ પંથમાંના ભોળા સેવક સેવકીઓ તો ખચીત મહારાજોને ઈશ્વર માને છે.

હવે ૩જી અને ૪થી બાબત એટલે મહારાજોની કુચાલ અને વાદીની કુચાલ વિષે અભિપ્રાય આપ્યાની પૂર્વે પ્રતિવાદીના સાક્ષી પોતાને સાચા લાગવાનાં કારણ સાહેબે લખ્યાં છે. વાદીના સાહેદોથી અને કોર્ટમાં જોવા આવનારા લોકના દેખાવપરથી માલૂમ પડ્યું હતું કે કરસનદાસની અને તેની તરફના સાક્ષીઓની વિરૂદ્ધ લોક હતા. એમને માથે નાતબહાર મૂકાવવાનું ભય ભમતું હતું; કેટલાકને પોતાના પંડની ધાસ્તી હતી, અને કેટલાકની રોજી જાય તેવું હતું. મહારાજની સામી સાક્ષી આપવાથી તેમને બીક અને નુકસાન હતાં. વળી કરસનદાસના સઘળા સાહેદો વિદ્યાર્થી, જુવાનીઆ, એડિટરો, અને અશ્રદ્ધાવાન માણસો ન હતાં. ઘણાક પાકી ઉમરના, ગંભીર, કુટુંબ, કબીલાવાળા, અને એ પંથને તથા પંથના પુસ્તકોને માનનાર આબરૂદાર પુરૂષો હતા. લખમીદાસ ખીમજી, ભાટીઆ મહાજનના બાર શેઠીઆમાંના એક, મંગળદાસ નથુભાઇ તે પણ વાણીઆના શેઠીઆમાં અને કન્યાશાળા સ્થાપનાર; ખટાઉ મકનજી, મથુરાંદાસ લવજી, દાકતર ભાઉ દાજી વગેરે સદ્‌ગૃહસ્થો હતા. દાકતરને મહારાજોના સેવકોમાંનાં ધનાઢ્ય કુટુંબોમાં ભારે ઘરાકી હતી, અને બધા મહારાજોને તેણે ઓસડ કર્યું છે. માટે વાજબી અનુમાન થઇ શકે છે કે ભય અને હાનિ ભોગવી એમણે સાક્ષી આપી તે સત્યની ખાતરીથી, અને પ્રજાના ભલાને માટે પોતાની ફરજ સમજીને આપી છે. વાદીએ અને વાદીના સાક્ષીઓએ તેનાં આચરણ સબંધી જે કહ્યું તેમાંના કેટલાક ઉપર ભરોસો નહિ રાખવાનાં તથા તેમાંનું

કેટલુંક સાચું હોય તોપણ તેથી જદુનાથજી નિરપરાધી ઠરતો નથી તેનાં કારણ લખી સાહેબે વાદીના મુખ્ય સાક્ષીઓની જુબાનીના આ બેઉ બાબતોના ઉતારા કરી તથા વાદીની અને સાક્ષીઓની જુબાનીઓ ઉપરથી યથાર્થ અનુમાન કરી ફેસલો આપ્યો છે. એ બંને બાબતોમાં એટલે મહારાજોનાં દુરાચરણો વિષે અને વાદી જદુનાથજીનાં દુરાચરણ વિષે સત્યપ્રકાશમાં લખ્યું છે તે ખરૂં છે. વાદીની જુબાનીને ખૂબ ચુંથી તેના ચૂરેચૂરા કરી નાંખ્યા ને તેનું જાઠાણુ પકડી કાઢયું.

એ પ્રમાણે આ પ્રખ્યાત મુકરદમાનો અંત આવ્યો. વાદી જદુનાથજી બ્રીજરતનજી હાર્યા અને પ્રતિવાદી કરસનદાસ મુળજી જીત્યા. "ધર્મો જય," "સત્યમેવ જયતે" એ વચનો આ જૂઠી દુનિયામાં ને કળિયુગમાં પણ આ વેળા ખરાં પડયાં. કરસનદાસને આ કામમાં રૂ ૧૩૦૦૦) ખર્ચ થયો. એ ખર્ચનેપેટે વાદી પાસે રૂ ૧૧૫૦૦) કોર્ટના હૂકમથી મળ્યા તે બાદ જતાં કરસનદાસને માથે રૂ ૧૫૦૦) પડયા. એ સિવાય એ ખાતે બીજો ઉપલક ખર્ચ થયો. મોટીઆ કન્સ્પિરસિ કેસમાં તેને રૂ ૧૦૦૦) ખરચવા પડયા. વાદીને પોતાનો તમામ ખર્ચ આપવો પડયો. બેઉ તરફ મળી શુમારે રૂ ૬૦૦૦૦) ખર્ચ થયા. એ સાઠ હજારમાંથી આશરે પચાસ હજાર વાદી જદુનાથજીને આપવા પડયા. એટલે ફર્યાદ કરી નુકશાનની જેટલી રકમ માગી હતી તેટલી તેને પોતાને ખરચવી પડી.

કરસનદાસ મુળજીનાં સુકૃત્યોમાં સૌથી મોટું આ છે. જે ભારે ખર્ચથી, મોટા શ્રમથી, મોટાં સંકટથી, તથા ધાસ્તીથી હાંસલ થયું તે છોડી ન દેવું જોઇએ. આ મુકરદમાથી મોટી અસર થઇ છે, અને હવે પછી થશે. બહુ લ-

બાણના ભયથી તથા બીભત્સથી કંટાળીને સાક્ષીઓની જુબાનીઓ મેં મૂકી દીધી છે. સર જોસફ આર્નોલ્ડની ટીકા કેવળ સાચી અને જડબેસુલાખ છે. પરંતુ લંબાણ થવાના ભયથી મેં બધાનું ભાષાંતર કર્યું નથી. એમાંનાં અમૂલ્ય વચનથી, અને એમની પવિત્ર વાણીથી આ પુસ્તકને પાવન કરવું જોઈએ માટે એમના લખેલા હૂકમનામાની છેલ્લી કલમના છેલ્લા વચનામૃતનો તરજુમો દાખલ કરૂંછું–"આ કામમાં ઘણો કાળ મિથ્યા રોકાયો નથી. પશ્ચિમ હિંદુસ્તાનના ચતુર લોકની રૂબરૂ જાહેરમાં આ મોટી બાબતની ચર્ચા થઈ તેનાં પરિણામ લાભકારી થવાંજ જોઇએ. કેટલાક એથી વિચાર કરતાં શીખ્યા હશે; કેટલાકે તજવીજ કરવા માંડી હશે. ધર્મ સંબંધી નિવેડો કરવાનું કામ અમારી આગળ નથી; સુનીતિ સંબંધી તકરારનો ફેસલો કરવાનું કામ છે. વાદી અને તેના સાક્ષીઓ એમ કહે છે કે જે અનીતિ છે તે ધર્મ ન હોય; જે આચરણથી સુનીતિનો પાયો ખોદાય, જેથી અનાદિ અને અચળ સત્યનો ભંગ થાય તે ધર્મને નામે અને ધર્મની મંજૂરીથી સ્થાપન થાય તો સંસારના સુખને અર્થે અને માણસ જાતના લાભને માટે તેનો જાહેર ધિક્કાર કરવો જોઇએ, તેની જાહેર ફજેતી કરવી જોઇએ. એ પ્રમાણે તેમણે કર્યું. જે ભય અને નુકસાનનો હિસાબ આપણાથી નીકળી શકે નહિ તે તળે પોતાનું શિર મૂકી આ પુરૂષોએ બીભત્સ, ગંદી અને બળવાન ઠગાઇની સામે દૃઢતાથી જુદ્ધ કર્યું છે. એમણે જૂના ચાલ અને જૂઠની સામે ટક્કર લીધી, અને તેમના માનનારાને છચોક જણાવ્યું કે તેમનાં ભુંડા કર્મ હોય તે રૂડાં કર્મ ન થાય, અને જૂઠું હોય તે સાચું ન થાય. આ લડત તેઓ હિમ્મતથી અને યોગ્ય રીતે લડયા. આશા

રાખવામાં આવે છે કે એમની મહેનત નિષ્ફળ જશે નહિ; જે બીજ તેમણે વાવ્યું છે તે ઊગી નીકળશે, અને ફળશે. એમના બોધથી અને એમના દાખલાથી જેઓના વિચાર જાગૃત થયા છે, જેમને સામા થવાનો ઉમંગ છૂટ્યો છે, જેમના ઘરમાંથી કંપારી છૂટે તેવા દુરાચારને ઝાડી કહાડવાને તેમણે મદદ કરી, અને જેમના આત્માને તેમણે નીચ દશાને પમાડે તેવી બેડીઓથી છોડાવ્યા છે તેઓની સંખ્યામાં વધારો થઇ એમની હામ અને દૃઢતાનો બદલો વાળશે. ”

હું મારા હિંદુભાઈઓને પૂછું છું કે આં ઉમરાવ દિલના, આ જ્ઞાની ન્યાયાધીશના ભલા વિચાર કેટલે દરજ્જે અમલમાં આવ્યા છે ? સુધારાવાળાની આ મોટી ફતેહનો તેમણે શો ઉપયોગ કર્યો ? કેમ બેશી રહ્યા છો ભાઈઓ ? આ મોટી તસદીથી, મોટા ખર્ચથી, ને મોટી હિમ્મતથી જય મળ્યો છે તેનો ફાયદો કેમ લીધો નહિ ને કેમ લેતા નથી ? એ ફાયદો એની મેળે મળવાનો નથી. હજી બહુ કરવાનું છે. આ તો આરંભ થયો. એ આરંભ સારો કર્યોછે. એમ યોગ્ય રીતે આરંભ કરવો તમને દુરસ્ત લાગ્યો તો આગળ વધવું વધારે દુરસ્ત છે. આગળ નહિ વધો તો તમારી મહેનત બધી ફૂટી પડશે, બધી ધૂળમાં જશે. પહેલા મહાભારત જંગના થાકથી દમ ખાવાને બેઠા એવું ધારીએ તો આજ સુધી થાક ખાવામાં બહુ વખત ખોયો, માટે સજ્જનો હવે પાછા ઊઠો. આ ઉત્તમ કપોળ કરસનદાસ મુળજીનું અને તમારૂં પોતાનું કરેલું ઉત્તમ કામ બહાલ રાખવું હોય તો ઊભા થાઓ ને આગળ ચાલો. જે ઝાડને મૂળીએ સડો લાગેલો છે તે કેમ સુધરશે ? તેને શા વાસ્તે હજી વળગી રહ્યા છો ? કાળ ચાલ્યો જાયછે ને કામ

થતું નથી. ચાલતે ચલણે પરમાર્થનાં જે કામ થાય તે કરી લેવાં, કેમકે જીવતરનો ભરોસો નથી. જુઓ દુર્ગુણી વાદી અને સદ્ગુણી પ્રતિવાદી બેઉ આ દેહ તજી પોત પોતાનાં કૃત્યોનો ઉત્તર આપવાને અને તેઓનાં નરસાં સારાં ફળ ભોગવવાને જગત્ નિયંતા સર્વશક્તિમાન ભગવાનની હજૂરમાં ગયાછે. સાક્ષીઓમાંના પણ કેટલાક મોટા માણસો મરણ પામ્યા. દાક્તર ભાઉ દાજી, શેઠ ખટાઉ મકનજી, શેઠ ગોકળદાસ તેજપાળ, રામદાસ ભાણજી, કહાનદાસ મનછારામ, મથુરાંદાસ લવજી, વગેરે ચાલતા થયા છે. બહાદુર શેઠ લખમીદાસ ખીમજી, પરોપકારી સર મંગળદાસ નથુભાઇ વગેરે હજી હયાત રહેલા સજ્જનો અને તેમના મદદગારો આપણા દેશની ઉન્નતિ કરવાને વળી બીજીવાર કંમર બાંધો અને જુદ્ધે ચડો ! કોહેલા, ગંધાતા, ને અપવિત્ર વૃક્ષને થડથી છેદી નાંખો, મૂળથી ઉખેડી નાંખો, અને તેની જગાએ શુદ્ધ, સુંદર, અને પવિત્ર ઝાડ રોપો. શા વાસ્તે વખત ખુઓ છો ? હવે કોનાથી ડરોછો? "હાથે સો સાથે." આ સંસારમાં સુખ દુઃખનું, ચડતી પડતીનું ચક્ર ફર્યા કરેછે, ને કામ કાજની અને ધંધા રોજગારની લેહ સદા લાગેલી છે. સત્કર્મ કરવામાં, પરાક્રમ કરવામાં એ ચક્રને, એ લેહને આડે આવવા ન દેવાં. જે બધા સુધારાનું બીજ છે તે વાવવાનાં સાધન આપણી પાસે ૧૮૬૦-૬૨માં ન હતાં તે આજ ૧૮૮૭માં છે, માટે આ સારો લાગ જવા ન દેતાં તમારી સુકીર્ત્તિમાં વધારો કરો. આપણું, આપણા કુટુંબનું, અને આવતા જમાનાના લોકનાં કલ્યાણનું કામ મનપર લો. જેઓ જદુનાથજીના પક્ષમાં હતા તેમને પણ હું નમ્રતા પૂર્વક વિનંતિ કરૂં છું કે ઠંડા પડી વિચાર કરવાનો વખત ઘણો મળ્યો છે. મમત પર ચડેલા આદમીને

સત્ય સૂઝતું નથી, પણ મમત ઉતર્યાં પછી બુદ્ધિવાન અને ન્યાયી પુરૂષોને ભાન આવે. હવે મમત કરવાનું કારણ નથી. બેઉ પક્ષે હવે સલાહ કરી દોસ્તી કરવી અને સત્યને માર્ગે જોડે જવું.

---

## પ્રકરણ ૮ મું.

ફેસલાનો રીપોર્ટ અને ચર્ચા. કરસનદાસને માન. કોશ. ઈંગ્લાંડની મુસાફરી. ભૂલ. માનપત્રો.

આ કામ ચાલ્યું અને ફેસલો ન્યાયાધીશોએ આપ્યો તેવારે હું મુંબાઇ ન હતો તેથી પાંચમા, છઠ્ઠા, અને સાતમા પ્રકરણમાં વર્ણવેલો હેવાલ મેં નજરે જોયલો નહિ. જાતે જોયલા બનાવનું વર્ણન વધારે સારૂં થઇ શકે. ફેસલાની અસર તુરત કેવી થઈ તે હું મારી પોતાની માહિતગારીથી કહી શકતો નથી, પરંતુ વર્તમાન પત્રોમાં તેપર થયેલી ટીકા પરથી જણાય છે કે તત્કાળ તો બેઉ પક્ષે પોત પોતાને જીતેલા ગણ્યા. મુખ્ય ન્યાયાધીશે જરાક કજી ખાઈ પહેલા ઈશ્યુનો ફેસલો વાદીની તરફ કર્યો અને પાંચ રૂપિઆ નામની નુકસાનીને પેટે અપાવ્યા તેથી સેવકોએ વાત ચલાવી કે મહારાજ જીત્યા, અને કરસનદાસને ગરીબ જાણી દયા કરી માત્ર પાંચ રૂપિઆ દંડ કર્યો. તથાપિ વાસ્તવિક જોતાં મહારાજ હાર્યા છે એવું તેમના સમજવામાં આવ્યું હશે એવું અનુમાન થઈ શકે છે, કેમકે ફેસલો મળ્યો તે દિવસે મીઠાઈ વહેંચવાને કરાવી હતી તે વહેંચી નહિ. એમની વાતોથી અજાણ્યાને જે ભ્રાંતિ પડી હશે તે કરસનદાસે કેસનો પૂરો રીપોર્ટ પ્રગટ કરી તથા વર્તમાન પત્રોએ ચર્ચા કરી દૂર કરી. અંગ્રેજી રીપોર્ટને ૨૩૪ પાનાં છે. દેશ પરદેશનાં અંગ્રેજી વર્તમાન પત્રોના અધિપતિઓને તે મોકલ્યાથી હા-

મે ઠામ તેની ચર્ચા ચાલી. ગૂજરાતી રીપોર્ટ પરથી ગૂજરાતી બોલીમાં ચાલતાં વર્ત્તમાન પત્રોએ સત્ય ઉઘાડું પાડ્યું તેથી લોકના જાણવામાં આવ્યું કે બંને ન્યાયાધીશોએ ઠરાવ્યું કે વલ્લભાચાર્ય પંથમાં ધિક્કારવા જોગ અનીતિ છે, નિર્લજ્જ ગુરૂઓ ભારે અનાચાર કરે છે, અને વાદી જદુનાથજી મોટો વ્યભિચારી અને જૂઠો છે, ને તેણે પ્રતિજ્ઞા પર ખોટી સાહેદી પૂરી.

વર્ત્તમાન પત્રોમાં ઘણા માસ સુધી ચર્ચા ચાલી. લંકાથી કલકત્તા સુધીનાં ૨૧ અંગ્રેજી પત્રોના અભિપ્રાય કરસનદાસે મહારાજના ઈતિહાસમાં આ કામના હેવાલની પાછળ છાપ્યા છે. ભારે તસદી વેઠી, ધન ખરચી અને ભયમાં પડી પોતાના દેશ ઉપર ઉપકારને માટે કરસનદાસને અને તેને સહાય કરનારા સુધારાવાળાને ઘટતી શાબાશી બધાં પત્રોમાં છે. કરસનદાસનું નામ એથી દુનિયામાં પ્રખ્યાત થયું અને વખણાયું. વડા ન્યાયાધીશ સર માથ્યુસાસના ૧લા ઈશ્યુ વિષે અભિપ્રાયમાં ભૂલ છે એવું ઘણાખરાં પત્રોએ જણાવ્યું. એ ભૂલથી કુધારાવાળાને જયનો દાવો કરવાને સહજ બાનું મળ્યું. પાપી પંથને અને દુષ્ટ માણસોને જેટલા જોરથી લાત વાગવી જોઇએ તેટલા જોરથી વાગી નહિ અને અસત્યને જરા ટેકો મળ્યો. વડા સાહેબની ન્યાય તોળવામાં ચૂક થઇ તેથી સુનીતિને અને સુધારાને જે થોડી હાનિ થઈ તેનો બદલો છોટા સાહેબના લખાણે વાળ્યો છે. તકરારી વિષય પ્રગટ કરવાનો વાજબી પ્રસંગ હતો માટે કરસનદાસે લૈબલનો અપરાધ કર્યો નથી એ બતાવી પાખંડ અને દુરાચારના મૂળ ઉપર કુવાડાના ઘા માર્યા અને પાપી ઝાડને તોપને ગોળે ઉરાડ્યું. સર જોસફ આર્નોલ્ડના નામને આપણે પ્રેમથી સદા સંભારવું

અને માન આપવું જોઇએ. પુષ્ટિ માર્ગનાં મૂળ સડેલાં, તેના સિદ્ધાંતો હિંદુશાસ્ત્ર વિરૂદ્ધ, અને સુનીતિથી ઉલટા, તેના આચાર્યો પાપી, અને જદુનાથજી મોટો અપરાધી એવો ફેસલામાં વડા ને છોટા બંને નિષ્પક્ષપાત ન્યાયાધીશોનો અભિપ્રાય એક અને સમાન હોવાથી પરિણામ સારૂં થયું, અને હવે પછી સારાં ફળ થશે. વાદી અને તેના મિત્રો વિલાયતમાં અપીલ કરવાનો વિચાર કરવા લાગ્યા, પણ તે વાત માંડી વાળી. અપીલ કરી હોત તો તેની વધારે ફજેતી થાત એમાં શક નથી. કરસનદાસે જદુનાથજીને જૂઠા કસમને માટે કોર્ટે ન ચડાવ્યો, અને ૧લા ઈશ્યુ બાબત ઈંગ્લાંડમાં કવીન-ઇન કાઉન્સિલને અપીલ ન કરી તેનાં કારણો મને માલૂમ પડ્યાં નથી. મને લાગે છે કે સુધારાવાળાની આ ચૂક હતી; જે કરવા માંડ્યું તે પૂરૂં કરવું હતું.

કુધારાવાળાએ પેંડા ન વહેંચ્યા અને બીજા જયના ઓચ્છવ ન કર્યા તેમ સુધારાવાળાએ પણ ફતેહનાં નિશાન ગગડાવ્યાં નહિ, અને વિજયનાં વાજાં વગડાવ્યાં નહિ તેનું શું કારણ? આ મોટો પ્રસંગ મૂગે મોઢે શા વાસ્તે જવા દીધો? સુધરેલા હિંદુઓએ કાંઈજ કીધું નહિ! ભર સભામાં પ્રતાપી કરસનદાસને ગળે કોઈએ ફૂલના હાર પહેરાવ્યા નહિ, અને પાઘડીમાં તોરા ખોસ્યા નહિ; દાકતર ભાઉને, ધીરજરામને, શેઠ લખમીદાસ ખીમજીને અને ઠક્કર મથુરાંદાસ લવજીને, અને બીજા સુધારાવાળાને જેમણે પોતાને અને પોતાનાં બાળ બચ્ચાંને દેશ સુધારાને ખાતર, ધર્મ અને સુનીતિને માટે જોખમમાં નાંખ્યા તેમને ભરી સભામાં શાબાશી અને પાન બીડાં કોઇએ કેમ ન આપ્યાં! પેલી બુદ્ધિવર્ધક હિંદુ સભા ક્યાં ભરાઈ ગઇ હતી? આ કેસમાં સામિલ નહિ થયેલા તેના બાકીના આગેવાનો ઘરને

કયે અંધારે ખૂણે સંતાયા હતા? શું તેઓ બીધા? ગૂજરાતી મિત્રો ડર્યા તો આપણા દક્ષિણી ભાઇબંધો કેમ આગળ ન પડ્યા? હું વિલાયતથી પાછો આવ્યો ત્યારે મારા મિત્ર ભાઈ ગંગાદાસ કીશોરદાસે મને સત્કાર કરવાને મહેનત કરી; અને ભલા માજી વકીલ ધીરજલાલ મથુરાંદાસે તથા સજ્જન વિદ્વાન દાકતર ભાઉદાજીએ મારે માટે સદ્‌ગૃહસ્થોને નોતરી ઓચ્છવ કર્યો તેમ આ વખતે થવું વધારે યોગ્ય હતું. મહારાજ લૈબલ કેસના વિજયી શૂરવીરોને એવું માન વધારે ઘટિત હતું ને તેથી વધારે લાભ થાત. બીકણ હિંદુઓની પેઠે યૂરોપીયનોએ અને ખોજા લોકે આ તક ખાલી જવા દીધી નહિ. મહાપંડિત અને દેશીઓનું રૂડું ઇચ્છનાર દાકતર વિલ્સને પોતાના મકાનમાં મોટી મિજલસ બોલાવી. એમાં શુમારે ૧૫૦ યૂરોપીયન અને એટલાજ દેશી ગૃહસ્થો પધાર્યા હતા. એમની રૂબરૂ તે સાહેબે કીર્ત્તિવંતા કરસનદાસનું યોગ્ય સન્માન કર્યું, અને મિજલશીઓએ પણ તેને ઘટતી આબરૂ આપી. મુંબાઈમાં માંડવી બંદરે ગોકુળદાસ તેજપાળ વિદ્યાલયના મુખ્ય ગુરૂ હતા તેવારે કરસનદાસે ઘણાક સુજ્ઞ ખોજા ગૃહસ્થોની પ્રીતિ મેળવી હતી. એ ગૃહસ્થોએ પણ સભા કરી સુધારાના સરદારને લાયક માન આપ્યું. બીજા ધર્મો અને પંથોવાળાને પણ આ કેસથી બોધ મળ્યો.

પોતાના દીકરાની કીર્ત્તિથી કરસનદાસના બાપ આનંદ પામ્યા નહિ. સુધારાનાં કામ કરવાનો પુત્રે આરંભ કર્યો ત્યારથી પિતા દિલગીર થવા લાગ્યા હતા. વખતે વખતે ડોસા દીકરાને મળવા આવી કહેતા કે બેટા આ કામ ઠીક નથી, તું સુધારાથી અને સુધારાવાળાથી દૂર રહે. એથી આપણી આબરૂ ૧૪ આના ગઇ છે. માત્ર બે આના રહી

છે તે ન ખોતો. કરસનદાસ નરમાસથી બાપને સમજાવતા કે આ પરમાર્થનું કામ છે; સદ્ધર્મ અને સુનીતિનો એથી વધારો થશે. સારા લોકમાં આપણી આબરૂ વધે છે. એથી પાપનો અટકાવ થાયછે, ને આ લોકનાં તથા પરલોકનાં વાસ્તવિક સુખનો વધારો થશે માટે એ મોટા પરોપકારનું કામ છે.

એમ પોતાના જન્મારાનું ૨૮ મું અને હિંદુસ્તાનના ઇતિહાસમાં ઈસ્વીસનની ૧૯મી સદીનું ૬૨ મું વરસ કરસનદાસે પોતાના આ પરાક્રમથી પ્રખ્યાત કર્યું, અને પોતાનું નામ દીપાવ્યું. આજ કામ, એટલે અધર્મની જે ઇમારતનો પાયો એણે ખોખરો કર્યો તેને તોડવાનું કામ, જારી રાખ્યું હોત અને સદ્ધર્મની નવી ઈમારત ચણવાનું કામ આરંભ્યું હોત તો કેવું સારૂં થાત! તેમ ન કરતાં તે પોતાનાં સાધારણ કામ કરવામાં પડચા એ ખેદકારક છે. સને ૧૮૬૦ માં એમણે ગૂજરાતી–અંગ્રેજી (એટલે ગૂજરાતી શબ્દોના અંગ્રેજીમાં અર્થ) કોશ કરવાનો આરંભ કર્યો હતો, પણ તે લૈબલ કેસમાં રોકાયાથી અત્યાર સુધી અધૂરો રહ્યો હતો. એ કેસ અને તેના રીપોર્ટથી પરવારીને કરસનદાસે તેને પૂરો કર્યો, ને એજ વરસમાં છપાવ્યો.

એક મોટું કામ કરવામાં મહાપુરૂષ ફતેહ પામે છે એટલે બીજું મોટું કામ કરવાનું તેને મન થાયછે. પ્રતાપી સ્વામી દયાનન્દ, કેશવ ચંદ્રસેન કે રાજા રામ મોહનરાયની પેઠે કરસનદાસ મુળજી ધર્મ સુધારક હોત તો તેમનું મન આવા અનુકૂળ પ્રસંગે સદ્ધર્મનો પાયો નાંખવા ભણી વળત. આ સમયે મુંબાઇમાં એ ત્રણમાંના એક જેવો કોઇ મહાપુરૂષ હોત તો મોટું કામ થાત. વલ્લભી પંથને થપડ મારનારનું મન માત્ર સંસાર સુધારાપર તથા સુનીતિ વધારવા

પર લાગેલું હતું. હવે કરસનદાસને એ વેળા વિલાયત જવાની ઈચ્છા થઈ. સને ૧૮૬૧ માં હું વિલાયતથી પાછો આવ્યો કે મારા નાતીલાએ મારી જોડેનો તમામ વહેવાર તોડયો—અર્થાત્ મને નાત બહાર મૂક્યો. વિલાયત ગયાની પૂર્વે મારે ધર્મ સંબંધી કે બીજી બાબતમાં મારી નાત જોડે ઝગડો થયો ન હતો, અને કોઇ જોડે દુશ્મનાઇ ન હતી. તેઓ માત્ર શાસ્ત્ર વિરૂદ્ધ થયું સમજીને પણ મારા પંડપર વેરભાવ વગર મને નાત બહાર રાખવાની હઠ પ્રથમ લઈ બેઠા હતા. મમત પાછળથી બંધાય એ સ્વાભાવિક છે. પ્રજાનો ઘણોખરો ભાગ, સુધરેલા જ્ઞાનીઓની નાની સંખ્યા સિવાય બાકીનો બધો ભાગ, બ્રાહ્મણ, વાણીઆ, કણબી વગેરે સર્વે તેમના પક્ષમાં અજ્ઞાન અને વહેમને લીધે હતા; નાતમાં લેવાની ફર્યાદ અદાલતમાં ચાલે તેવું નહતું. મને નાત બહાર મૂકવામાં જેઓ આગેવાન હતા તેઓ પછી હઠે ચડયા ને દ્વેષથી દુરાગ્રહ કરવા લાગ્યા. આ બધી અડચણો ઉપરાંત કરસનદાસને મહારાજ લૈબલ કેસથી તથા સત્ય પ્રકાશના બીજા હૂમલાથી બંધાયલું હાડ વેર મોટું નડતર હતું. યૂરોપ જઇ આવ્યા પછી લોકને મનાવવાને તથા દેશને વધારે ઉપયોગી થવાને શાસ્ત્ર પ્રમાણે વર્ત્તવાનો તેનો અભિપ્રાય હોત તોપણ તેને નાત જોડે સલાહ થાત નહિ. કપોળ વાણીઆમાં સૈંકડે ૯૯ તેના કટ્ટા શત્રુ હતા. શાસ્ત્ર ભણેલા બ્રાહ્મણો કરતાં વલ્લભાચાર્ય મહારાજોની સત્તા તેમના પર વધારે હતી અને એ મહારાજોની સાથે કરસનદાસને માથાં કાપ્યાં વેર બંધાયાં હતાં. એ બધા એને પીડવાને લાગ શોધતા હતા તે લાગ એમને મળ્યો. ખરી વાત છે કે વિલાયત જવા માટે નાત બહાર રહેવામાં આબરૂ છે, ને તેથી પડતાં સંકટ અને અપમાનને સુખ

માનવું જોઇએ. હું તેમ માનતો ને માનુંછું, અને કરસનદાસ પણ તેમ ગણતા, અને સ્વદેશાભિમાની સુજ્ઞ પુરૂષો તેમજ સમજે છે. આ વેળાએ આવા ભયમાં છતાં એમ ઈંગ્લાંડ જવાની હિંમત કરી તે પોતાના દેશના ભલાને અર્થે હતી.

ઈંગ્લાંડ જતી વેળા એમને કેટલાક ખોજા ગૃહસ્થોએ માનપત્ર આપ્યું. મુંબાઈનાં ગૂજરાતી વર્તમાનપત્રોના અને ચોપાનીઆંના એડિટરોએ તથા બુ. હિં. સભાએ પણ આ પ્રસંગ ખાલી જવા દીધો નહિ. બારણે બાવો આવેથી નાનાં બાળક બીને ઘરમાં ભરાઈ જાયછે, તેમ પેલો જદુનાથ ગોસાંઇ કરસનદાસને મારવા આવ્યો એટલે બુદ્ધિ વર્ધક ગૂપચૂપ સંતાઇ હતી તે હવે ગોસાંઇના મુંબાઈથી નાશી ગયા પછી બહાર આવી. મહારાજ લૈબલ કેસ વિષે બધી દુનિયા બોલી રહી ત્યાર પછી ૧૨ મહીને ઊંઘમાંથી ઊઠીને આ પ્રસંગે માંહે મળતું આ માનપત્રમાં લખ્યું છે કે ભાઇ કરસનદાસ તમારૂં તે કામ પણ ઠીક હતું. મારે નમ્રતા પૂર્વક કહેવું જોઇએ કે બુદ્ધિ વર્ધક ઘરડાં માજી ૧૮૬૩ની ૧૨ મી તારીખને ઠેકાણે ૧૮૬૨ના અપ્રેલ માસમાં ન્યાયાધીશોએ ફેસલો આપ્યો કે તુરત તમારે સુનીતિનાં કૃત્યનો ડંકો બજાવવો હતો. સર જોસફ આર્નોલ્ડનાં સોનાથી સરસ અને હીરાથી મોઘાં વચનો સાંભળી તમારૂં મન કેમ ઉસ્કેરાયું નહિ? અને તમારાં અંગની રૂવાંટી કેમ ઊભી થઈ નહિ? વડા ન્યાયાધીશના બોલથી તમને દુરાચાર ઉપર કંટાળો કેમ નહિ આવ્યો? તમારે તો તાજી વાતને તત્કાળ ઉપાડી એ બિગાડને જડ મૂળથી ઉખેડી નાંખવાનો પ્રયત્ન આરંભ્યો જોઈતો હતો, અને તમારા ગૂજરાતી તથા કચ્છી ભાઇઓને માટે સુનીતિ ભરેલા સદ્ધર્મનું બીજ તુરત રોપવું હતું. કરસનદાસે આપણા લોકને ચમકાવી જગાડ્યા પછી

પાછા ઊંઘવા દીધા એ ઠીક કર્યું નહિ. એટલી બધી મહેનતનાં ફળ જોવામાં આવતાં નથી તેનું કારણ મને તો મુંબઈના સુધારાવાળાની સુસ્તી, ગફલત, બેશીકરાઇ, નબળાઇ, અને કુસંપ લાગે છે. પાખંડ અને અનાચારનો નાશ ન થયો તો મહેનત નિષ્ફળ ગઈ. કરસનદાસ વિલાયત જવા નીકળ્યા માટે તમે તેનાં વખાણ કર્યાં, અને ત્યાં જવાની મંજૂરી આપી, પણ ત્યાંથી પાછા આવ્યા ત્યારે માનપત્ર ઉપર સહીઓ કરનારા તેનાથી વેગળા રહ્યા!! માણસે સ્તુતિપત્ર ઉપર સહી કરવી તે જોઈ વિચારીને કરવી.

૧૮૬૩ના માર્ચની ૧૩ મી તારીખે યૂરોપ જવાને કરસનદાસ નીકળ્યા. સેંકડો નામના સુધારાવાળા તેને વળાવવાને પાલવા બંદરે ગયા, અને હુરે, હુરે, હુરે, હુરેના પોકારની મોટી ગર્જનાઓથી તેમણે આનંદ દેખાડયો, અને વિલાયત જનારને શાબાશી આપી. શા ઢોંગ!!!એ વેળા કરસનદાસની નોકરી કરવાને જોડે એક વાણીઓ અને એક ઘાટી એમ બે ચાકર હતા. તેમાંનો ઘાટી માર્ગમાં ગભરાયો ને લડયો. એક વેળા કરસનદાસને પાળી મારવા આવ્યાથી તેને અધવચથી પાછો મુંબાઇ મોકલ્યો. કરસનદાસ જોડે જનાર મનોરદાસ વાણીઓ પાછો આવ્યા પછી જીવતાં સુધી નાત બહાર રહ્યો, પણ તેનું મડદું તેની નાતવાળાએ ઉઠાવ્યું. તેમણે કહ્યું કે જીવતા સાથે ટંટો હતો, મડદાં સાથે નથી. આ તેમનું ડહાપણ દેખાડે છે. મનોરદાસ હિમ્મતવાન હતો. શેઠ કરસનદાસ માધવદાસે આ સમે ઈંગ્લાંડમાં પેઢી કાઢવાને રામચંદ્ર બાળકૃષ્ણજીને મોકલ્યા. કરસનદાસ મુળજીને તેના હાથ નીચે ગુમાસ્તાની નોકરી આપી હતી, તથા વેપારમાં કાંઈક ભાગ આપવા ઠરાવ્યો હતો.

---

# પ્રકરણ ૯ મું.

ઈંગ્લાંડથી પાછા આવવું. નાત બહાર મૂકાવું. કરસનદાસ માધવદાસની હિમ્મત. વિસા નાગર વાણીઆને મહાજન બહાર કાઢયા. શેર સટ્ટા. તત્વશોધક સભા.

કરસનદાસને ફેફસાંનો મરજ હતો તેથી દાક્તરની સલાહ પ્રમાણે ૧૮૬૩ ના સપ્ટેમ્બરની આખરે તે પાછા સ્વદેશ આવ્યા. સાત માસની મુસાફરીમાં તેની તંદુરસ્તી વધી, તથાપિ શિયાળામાં ફેફસાંનો રોગ ઉબળી આવી નુકસાન કરે એવો અભિપ્રાય દાક્તરનો હતો તેથી ધારેલી મુદ્દત સૂધી રહેવાયું નહિ. એ પ્રવાસમાં એણે શું શું જોયું તેનું વર્ણન હું આ પુસ્તકમાં કરતો નથી. એ દેશાટન વિષે એણે મોટો ને સુંદર ગ્રંથ પ્રગટ કર્યો છે તે વાંચવાની વાંચનારને ભલામણ કરૂં છું. વેપારીની પેઢીમાં વાણોતર થઇ વેપાર કરવા ગયા હતા, પણ ઇશ્વરે તેને વેપાર કરવાને સરજ્યો ન હતો. ગ્રંથ રચવાની યોગ્યતા તેનામાં હતી, અને તે કામ તેણે કર્યું.

પરાક્રમી દેશમાં પરાક્રમી પુરૂષને માન મળે છે. યૂરોપના ઈતિહાસ ઉપરથી જણાય છે કે ત્યાંના જે પુરૂષો વહાણની મોટી સફરો કરી આવતા તેમને મોટાં ઈનામ, મોટી પદવી, અને મોટાં સન્માન મળતાં, અને હજીએ મળે છે. આપણા કમનસીબ દેશમાં હાલ એથી ઉલટું થાય છે. એમાં મને નવાઈ લાગતી નથી. હીજડાને (ફાતડાને) હીજડા ગમે; મરદને તેઓ આદરમાન આપતા નથી. મૂર્ખ મૂર્ખને ગમે છે; જ્ઞાનીને તેઓ માન આપતા નથી. વહેમીને વહેમી ગમે છે; સુજ્ઞ વિચારવાળાનું તેઓ અપમાન કરેછે. અફીણીઆમાં અફીણ ખાનારા અને કસુંબો પીનારા

વખણાય છે, અને દારૂડીઆ દારૂ પીનારની સ્તુતિ કરેછે; તેઓ નિર્વ્યસનીઓને ધિક્કારેછે. પોતાનાં જેવાં લક્ષણ અને પોતાના જેવી ટેવવાળા સર્વને ગમે એ સ્વાભાવિક છે. વહેમી ને કાયર લોકમાં, અને અભાગ્યા દેશમાં, કરસનદાસ જેવા વીરને પ્રજા તરફથી માન શાનું મળે! વહેમની જાળમાં પકડાયલાં માણસ છૂટા પડેલા માણસનો, તે જાળ કાપનારનો તિરસ્કાર કરે તેમ કરસનદાસની નાતવાળાએ કર્યું. જેને લાભ કરીએ તેઓજ સામા થાય એવું પણ બને છે. ઉદાહરણ, હાલ આપણા દેશની સ્ત્રીઓ દુર્દશામાં છે; તેમની સ્થિતિ સુધારવાને પ્રયત્ન કરીએ છીએ તેની સામા થવામાં આગેવાન સ્ત્રીઓજ છે. પુરૂષો કરતાં સ્ત્રીઓ સ્ત્રીકેળવણીને વધારે હરકત કરેછે. છોડીને પીએરીઆં ભણાવે તો સાસરીઆં વાંધો લેછે, ને સાસરીઆં વહુને ભણાવે તો પીએરીઆં ભાંડે છે. ચીન વિલાયત જવાની છૂટ થવાથી આપણા દેશમાં વિદ્યા હુનર ને વેપાર રોજગાર વધે, તેથી જેમને ફાયદો થાય તેઓજ સામા ઊઠ્યા. કપોળ વાણીઆની આગેવાની નીચે બીજી નાતો પણ સામી થઇ. તેમણે કરસનદાસને નાત બહાર મૂક્યા, અને જાત બહાર મૂકવાની કોશિશ કરી. કેવા મૂર્ખો!!! અફસોસ!

એ વેળા બીકણ સુધારાવાળા સંતાઇ ગયા! વળાવવા જઈ હૂરે બોલનારા, "ચડ જાઓ બેટા સુળીપર રામજી ભલા કરેગા" કહેનારા ને ગાનપત્ર આપનારા વાણીઆ ખૂણે ભરાઈ ગયા! પણ મુંબાઈમાં એ વેળા એક બહાદુર નર હતો. કરસનદાસ મુળજી વિલાયત ગયા તેવારે તેના મિત્ર કરસનદાસ માધવદાસે તેના પાછા આવ્યા પછી તેની જોડે જમવાનું વચન આપ્યું હતું. હવે એ વચન પાળવામાં ભારે સંકટની ધાસ્તી છતાં તેણે હિમ્મતથી

પાળ્યું. એથી વાણીઆમાં ખળભળાટ થઇ ગયો. કરસનદાસ માધવદાસને નાત બહાર મૂકવાને કપોળોએ મહેનત કરી પણ તે વ્યર્થ ગઇ. એ વેળા તે ચડતી કળાએ હતા, અને તેના વહેવાઇ કલ્યાણ કીરપારામવાળા નાતમાં જથાવાળા હતા. એ બંનેના વગ વજનથી નાત કાંઇ કરી શકી નહિ, ત્યારે કપોળના મૂઢ શેઠોએ મુંબાઈની વિસાનાગર વાણીઆની આખી નાતને મહાજન બહાર મૂકી તેની જોડે જમવા જમાડવાના અને હુકા પાણીના વહેવારની બંધી કરી. વહેમીઓ એમ દેશને ડૂબાવેછે.

ગીરધરલાલ હરકીસનદાસ નામે સુધારાના સાથીએ કરસનદાસ મુળજીના જન્મચરિત્રને માટે કેટલીક સામગ્રી એકઠી કરી હતી તે તેના એક દોસ્તે આ ગ્રંથના ઉપયોગને માટે મોકલી છે. ભાઈ ગીરધરલાલ લખે છે કે "પ્રથમ ઈંગ્લાંડ જવાને નિકળ્યો ત્યારે એના કેટલાક મિત્રોએ, ઈંગ્લાંડ જઈ આવ્યા પછી એની સાથે જમવા જુઠવા વગેરે બધી રીતનો વહેવાર રાખવાને ભરોસો આપ્યો હતો; પરંતુ તે મિત્રો પણ ફરી ગયા." એવો ભરોસો આપનાર શેઠ કરસનદાસ માધવદાસ સિવાય બીજા કોણ હતા તે મારા જાણવામાં નથી, અને તેમનાં નામ ગીરધરલાલે પણ આપ્યાં નથી. એ વિશ્વાસઘાતીઓને મેદાનમાં મૂકવા જોઈએ; તેમનાં નામ જાહેર થવાં જોઈએ. તેઓ કપોળ હતા કે બીજી નાતના વાણીઆ હતા? સજ્જને વચન આપ્યા પહેલાં ખૂબ વિચા કરવો જોઇએ. તે પાળવાની પોતામાં કૌવત છે કે નહિ, તે પાળવાથી જે સંકટો પડે તે સહન કરવાની ધીરજ પોતામાં છે કે નહિ, તેનો પાકો વિચાર કરી વિશ્વાસ આપવો. સારા માણસે વિશ્વાસ આપ્યા પછી ફરવું નહિ; વિશ્વાસઘાતી કદી થવું નહિ. જે દુરિજ-

ન અને હલકા માણસો છે, તેઓને લાજ શરમ નથી, તેઓ મ્હોડે બોલેલું પાળતા નથી, ને થુંકેલું ચાટે છે. કરસનદાસને ભરોસો આપનારાએ આ વેળા પોતાનો ટેક સાચવ્યો હોત તો નાગર વાણીઆને તેમની કુમક મળત.

સને ૧૮૬૪ અને તેની આસપાસનાં વરસો દ્રવ્યના લોભથી ઉત્પન્ન થતી નાદાની અને ખરાબીને માટે આપણા દેશના ઇતિહાસમાં નોંધી રાખવા જોગ છે. ઈંગ્લાંડમાં સૂતર અને સૂતરાઉ કાપડ સકંજાવડે કરોડો રૂપિઆનું બને છે, પણ રૂ પાકવાને જોઈએ એટલી ત્યાં ગરમી પડતી નથી, તેથી કપાસ ઊગતો નથી, માટે પરદેશોથી રૂ વેચાતું લાવીને કામ ચલાવે છે. ઉત્તર અમેરિકામાં યુનૈટેડ સ્ટેટ્સનું રૂ સર્વેથી સરસ અને વધારે હોય છે. એવું બન્યું કે એ રાજ્યમાં માંહોમાંહે ઝઘડો ઊઠ્યો. ઉત્તરવાળા અને દક્ષિણવાળા એવા બે પક્ષ પડ્યા. ઉત્તરવાળાને સીધી ગુલામ ન રાખવા દેવા, અને દક્ષિણવાળાને રાખવા એ વાંધાનું કારણ હતું. બંને પક્ષનાં લશ્કરો રણે ચડ્યાં, અને યુદ્ધ કરવા લાગ્યાં. એથી રૂના પાક નાશ પામ્યા અને વાવેતર બંધ પડ્યું. ઈંગ્લાંડમાં માન્ચેસ્ટર વગેરે સ્થળોમાંનાં સૂતર કાંતવાના તથા લૂગડાં વણવાનાં કારખાનાં બંધ ન પડે માટે હિંદુસ્તાનનાં રૂ ઉપર પડાપડી થઈ. રૂના ભાવ વધતા વધતા એટલા વધ્યા કે મુંબાઈના વેપારીઓની અક્કલ ગુમ થઈ ગઈ. નાણાની રેલ આવી. એનો સારો ઉપયોગ કરવાની મતિ ન સૂઝતાં દલાલો અને બેપારીઓની વિપરીત બુદ્ધિ થઇ! સટ્ટા ચાલ્યા. બાકબે કમ્પની ઊભી થઇ; તેની પછી બીજી કોઈ, પછી ત્રીજી, ચોથી, પાંચમી એમ એક પછી એક કોણ જાણે કેટલી નીકળી! એના શેરોના ભાવ ચઢતા ચાલ્યા. શેર સટ્ટાની ગાંડાઇ ઉત્પન્ન થઇ. એ

ઘેલછાઈ હદપાર ગઇ. પણ કાગળનાં નાવ કેમ તરે? થોડા વખતમાં તે ડૂબ્યાં ને લોક પાયમાલ થઇ ગયા. ડાહ્યા ડાહ્યા ને મોટા મોટા ભૂલ્યા; વિચારવંત વિદ્વાનો પણ ભૂલ્યા, ને ખરાબ થયા; જેવા ચડયા તેવા પડયા, ને ફજેત થયા. કરસનદાસ મુળજી પણ એ ઝપાટામાં ફસાઈ પડ્યા ને મુશ્કેલીથી આબરૂસર બચ્યા. આ તથા બીજાં કારણોથી કરસનદાસ માધવદાસને માથે ભારે આફત આવી પડી, એટલે તેની નાતે હિમ્મત છોડી મહાજનના શેઠોની માફ માગી. તે કઠણ શરતે મળી. વાલકેશ્વરના તળાવની પાળે સ્ત્રી પુરૂષ ને છોકરાં, તમામ નાત પ્રાયશ્ચિત્ત કરે, ભાયડા મૂછ બોડાવે વગેરે બોલી કબૂલ કરી. તે પ્રમાણે કર્યું ત્યારે વીસાનાગર વાણીઆ મહાજનમાં પાછા દાખલ થયા, ને બીજા વાણીઆને તેમની જોડે આગળ પ્રમાણે વહેવાર કરવાની છૂટ મળી. કરસનદાસ માધવદાસ પંડે પણ પાછળથી લાચારીએ તેમ કરી નાતની જોડે પાછા મહાજનમાં દાખલ થયા.

વિલાયત ગયા પહેલાં કરસનદાસ જાતિભેદ સંબંધી ચર્ચા કરતા નહિ. વિલાયતથી પાછા આવ્યા પછી એ વિષે તેણે બોલવા માંડ્યું, એવું તત્વશોધક સભાના રીપોર્ટપરથી જણાયછે. મહારાજોના અનાચાર અને તેમના પંથની અનીતિ વિષે તપાસ કરતાં હિંદુ ધર્મની હાલત અને ધર્મને નામે ચાલતી રૂઢીઓ ઉપર તેનું લક્ષ લાગવું જોઈએ. બધા સુધારાનું અને કુધારાનું મૂળ ધર્મનાં સારાં નઠારાં તત્વો છે. દેશની ઉન્નતિમાં લાભ કે હરકત કરનાર આદિ કારણ તે છે. લૈબલ કેસની ફતેહ મેળવ્યા પછી દુરાચાર અને વહેમના જબરા ગઢને તોડવાના ખરા ઉપાય ઉપર લક્ષ ન આપતાં અથવા તે કામ અધૂરૂં મૂકી કરનુ

સનદાસ વિલાયત ગયા. ત્યાંથી આવ્યા પછી તેને પોતાની ભૂલ જણાઇ ખરી, પણ તે વખતે મુંબાઇમાં સટ્ટાનું પૂર આવ્યું હતું તેમાં તે તણાયા. સ્વાર્થે પરમાર્થને દાબી દીધો. લૈબલ કેસથી શત્રુની ફોજનો સંગ્રામમાં પરાજય થયો, પરંતુ તે અવ્યવસ્થામાં પડી ન હતી. ભારે જોરથી બીજો ધસારો કરી તેને વિખેરી ન નાંખી અને સુધરેલા ધર્મનો પાયો ન ચણ્યો. આ ભૂલ કવિ નર્મદાશંકરના લક્ષમાં આવેલી જણાય છે. સત્ય પ્રકાશના હુમલા મહારાજો અને તેમના પંથનાં મૂળતત્વો ઉપર ચાલતા હતા તેવારે એ કવિની નજરમાં આવ્યું કે નઠારી ઇમારત તોડતા જઇએ તેમ બીજી સારી ઈમારત ચણતા જવી જોઈએ. સને ૧૮૬૦ના જુલાઇ માસમાં તેણે "તત્વ શોધક" નામે સભા સ્થાપી. સને ૧૮૬૦થી ૧૮૬૪ સુધીની એ સભાની હકીકત એણે પ્રગટ કરીછે તે વાંચવા લાયક અને ધ્યાનમાં લેવા જોગ છે. સભાસદોનાં નામ જાહેર કર્યાં નથી તેથી એમાં કોણ કોણ હતા, અને કરસનદાસ મુળજી તેમાં ભળ્યા હતા કે નહિ તે જણાતું નથી. પરંતુ એ બે સુધારાવાળાની મિત્રાચારી અને કરસનદાસના સુજ્ઞ વિચારોપરથી હું અટકળ કરૂં છું કે તેમાં તે હશે. એ નક્કી હોત તો એ સભાનો કેટલોક હેવાલ હું અહીં દાખલ કરત. સભાની હકીકત પરથી ખેદકારક અનુમાન થાયછે કે તેમાં વગ સગને જથાવાળા, તથા ધનાઢ્ય સુધારાવાળા સામિલ નહિ થયા હશે. જેમ એમાં શ્રીમંતો ન હતા તેમ સભાસદોની સંખ્યા પણ નાની હશે એવું ભાસે છે.



# પ્રકરણ ૧૦ મું.

વલ્લભાચાર્ય પંથનો ઈંગ્રેજી ઈતિહાસ. નીતિવચન બીજી આવૃત્તિ. વેદ ધર્મ. ઈંગ્લાંડમાં પ્રવાસનું પુસ્તક. કુટુંબ મિત્ર. બીજીવાર ઈંગ્લાંડ જવું.

કરસનદાસે સને ૧૮૬૫માં પુષ્ટિ માર્ગનો ઈંગ્રેજીમાં ઈતિહાસ પ્રગટ કર્યો. એમાં ૧૧ પ્રકરણ અને છેડે મહારાજ લૈબલ કેસમાં પડેલી અગત્યની સાહેદીઓ, એ કેસ વિષે ભરતખંડમાંનાં ઇંગ્રેજી વર્તમાન પત્રોના અભિપ્રાય, તથા મહારાજોની માઠી રહેણી સંબંધી દેશી વર્તમાન પત્રોમાં પ્રગટ થયેલા વિષયોના ઈંગ્રેજીમાં તરજુમા છે. ૧લા પ્રકરણમાં હિંદુ ધર્મનાં મૂળતત્વો, વેદ, વેદાંગ, ઉપનિષદ્, પુરાણાદિક હિંદુધર્મનાં પુસ્તકોનું ટૂંકું વર્ણન છે. બીજા પ્રકરણમાં એ ધર્મના પંથોનાં નામ અને બ્યાન છે. ત્રીજા પ્રકરણમાં પુષ્ટિ માર્ગની ઉત્પત્તિ અને સ્થાપના, વલ્લભાચાર્ય, તેના પુત્રો, અને પૌત્રોનું વર્ણન છે. ૪થા, ૫મા, ને ૬ઠામાં, એ માર્ગના ગ્રંથો, આચાર વિચાર, ગીતો વગેરે છે. ૭મામાં એ મતનાં અસર કે ફળ, ૮મામાં મહારાજોનાં કુલક્ષણ, ને ૯મામાં તેમના જૂલમ વર્ણવ્યા છે. ૧૦મામાં મુંબાઈના મહારાજોને માથે પડેલાં વિઘ્નો, ભુલેશ્વરના છપ્પનભોગની તકરાર, કોર્ટોમાં ન જવાને તેમણે ઉઠાવેલો વાંધો, વર્તમાન પત્રોમાં ચર્ચા, અને ગુલામી ખત વિષે છે. ૧૧મા પ્રકરણમાં લૈબલ કેસનો હેવાલ છે. એ પુસ્તક રસિક ઉત્તમ વિચારોથી અને જાણવાજોગ બાબતોથી ભરપૂર છે. એ ઈંગ્લાંડમાં છપાયું છે, ને ગ્રંથ કર્ત્તાના ઈંગ્રેજી ભાષાના જ્ઞાનનું, તેની બુદ્ધિનું, તેની મહેનત, અને વિદ્વત્તાનું દર્પણ છે.

એજ વરસમાં "નીતિ વચન"ની બીજી આવૃત્તિ પ્રગટ કરી. એમાં સુધારો વધારો કરેલો છે. પહેલી આવૃત્તિમાં ૨૧૨ પાનાં હતાં; આમાં ૨૩૨ પાનાં છે. ૧લી આવૃત્તિ સર મંગળદાસ નથુભાઈને અર્પણ કરી છે; બીજીમાં એ અર્પણ પત્ર નથી. એનું શું કારણ હશે? ૧લી આવૃતિના ચાર ભાગ કર્યા હતા, પણ કાંઈ કારણસર જણાતા ન હતા; ૨જીમાં ૬ ભાગ કર્યા છે ને તેમ કરવાનું કારણ લખ્યું છે. એમાંના ચાર ઇંગ્રેજી પુસ્તકોમાંથી લીધા છે, અને બે પોતાના રચેલા છે. હરકોઈ ગ્રંથની બારિકીથી તપાસ કરીએ તો તેમાં થોડી ઘણી ખોડ ખાપણ નીકળે. માણસ અપૂર્ણ છે માટે તેનાં કામ પણ અપૂર્ણ હોય તેમાં નવાઈ નથી. નીતિ વચનનું પુસ્તક ઘણું સારૂં છે, અને તે વાંચવાની ભલામણ હું સર્વને કરૂં છું. તથાપિ તેમાં કાંઈ ખોડ નથી, કાંઇ ભૂલ નથી એમ હું કહેતો નથી. કેટલુંક આપણા લોકને નથી લાગુ પડતું એવું છે, જેમકે ૩૨ મે પાને ભર્તાર વિષે છે તે. જે દેશમાં બાળ લગ્નનો ભુંડો ચાલ રાજ કરેછે તે દેશમાં ગુણની પરીક્ષા કરી યોગ્ય સ્ત્રી ક્યાંથી પરણાય! ઇંગ્રેજી ભાષામાં સુનીતિનાં ઉત્તમ પુસ્તકો છે તે પરથી આ ગ્રંથ કરસનદાસે રચ્યો છે. અસલ ગ્રંથકર્ત્તાના કયા મત સ્વીકારવા ને કયા મૂકી દેવા તેનો પાકો વિચાર કરવાની જરૂર હતી. એવો પાકો વિચાર કરસનદાસે ઘણે ઠેકાણે કર્યો છે, પરંતુ કોઇ ઠેકાણે નહિ કર્યો હોય એમ જણાય છે. ઉદાહરણ—૧૪૫મે પાને "મોત—એ પાપની શિક્ષા છે." આ અભિપ્રાય ખ્રિસ્તી ધર્મનો છે. 'પરમેશ્વરે આદમ અને હવાને ઉત્પન્ન કર્યાં તેવારે તેઓ અમર હતાં, તેમને રોગ અને કોઇ પ્રકારનું દુઃખ ન હતું. પણ પાછળથી જ્યારે તેમણે જ્ઞાનનું ફળ નહિ ખાવા સંબંધી

ઇશ્વર આજ્ઞા હતી તે તોડી ત્યારે મોત અને રોગને પાત્ર થયાં.' એ મત હિંદુ અને પારસી ધર્મોમાં નથી અને સિદ્ધ પણ થઇ શકતો નથી. એજ પાઠમાં આત્માનું મોત એટલે તેનું નરકે જવું કહ્યું છે. એ પણ ખ્રિસ્તી મત છે. નરકે જનાર આત્મા અનંતકાળ સુધી ત્યાંજ રહેશે એ વિચાર આ મતમાં છે; પણ તે બધા ધર્મમાં નથી, અને તર્કથી ખરો જણાતો નથી. આ લખવાનો મારો હેતુ એ છે કે હરેક પુસ્તકમાં જે વાંચીએ તે ઉપર મનન કરવું. તેના અભિપ્રાય, તેની ભાષા, દૃષ્ટાંતો. વર્ણવેલા બનાવાદિ વગર વિચારે ગ્રહણ કરવા નહિ. એમાં કલ્પિત કેટલું છે, સત્ય કેટલું છે, કઈ શીખામણ માનવા જેવી છે, સારૂં શું છે, નરસું શું છે, વગેરેનો વિચાર કરવો, ને સાર હોય તે યાદ રાખવો તથા તેનો સદુપયોગ કરવો. એમ કરીએ તોજ સારા ગ્રંથો વાંચવાથી લાભ થાય.

"વેદ ધર્મ તથા વેદ પછીનાં ધર્મ પુસ્તકો," એ નામે નાની ૩૧ પાનાની ચોપડી કરસનદાસે ૧૮૬૬માં પ્રગટ કરી. આ લઘુ ગ્રંથની પ્રસ્તાવના પરથી જણાય છે કે ઈંગ્રેજી પુસ્તકો પરથી તેણે આ ગ્રંથ રચવા માંડ્યો. જેમ લખતા ગયા તેમ છપાવતા ગયા; પણ ૩૧ પૃષ્ટ છપાયા પછી એની ગોઠવણ તથા એનો આકાર ફેરવવાની જરૂર જણાઇ તેથી જેટલો ભાગ છપાયો હતો તેને બંધાવીને પ્રસિદ્ધ કર્યો, અને બીજું મોટું પુસ્તક એજ વિષે તૈયાર કરવા માંડ્યું. આ મોટું પુસ્તક રચવાનો વખત તેને મળ્યો હોય એમ જણાતું નથી. હિંદુ ધર્મને આર્ય ધર્મ નામ આપવાની ભલામણ કરી તે લખે છે કે તેનું ખરૂં સ્વરૂપ વેદમાં છે. એ પછી વેદની ભાષા અને લોકને તેથી અજાણ્યા રાખવાનાં કારણ લખ્યાં છે. પુરાણોમાં જે લખ્યું

છે તે બધું વેદમાં નથી. "વિષ્ણુના અવતાર સંબંધી વેદમાં કાંઇ લખ્યું નથી, તથા મૂર્ત્તિ પૂજન વિષે પણ લખ્યું નથી તે છતાં વેદની સત્તા તો બધા ગ્રંથોએ કબૂલ રાખીછે. આ કારણ માટેજ લોકને અજ્ઞાન રાખવા એવી પુરાણાદિક ગ્રંથ લખનારાઓની મતલબ ઉઘાડી માલૂમ પડે છે." વેદથી બીજી વર્ણોને અજ્ઞાન રાખવાના માઠા પ્રયત્નમાં બ્રાહ્મણોને સમજવા પણ મુસ્કેલ થઇ પડયા. વેદ વિદ્યાને નાશ પામતી યૂરોપના પંડિતોએ અટકાવી. એ પંડિતોના શ્રમ, દ્રવ્ય, અને ચતુરાઇથી વેદના અર્થ યૂરોપની ભાષાઓમાં પ્રગટ થયા. એ વાંચવાથી ખાતરી થાયછે કે વેદમાં સદ્ધર્મનું બીજ છે. એ જણાવી કરસનદાસે વેદ પછી થએલાં પુસ્તકોનો સહજ થોડો હેવાલ આપ્યો છે, ને ત્યાર પછી એ પુસ્તકોનાં નામની ટીપ લખી છે. ૧૧ મા પૃષ્ઠના છેડાથી એ ટીપે શરૂ થઈ ચોપડીનો બાકીનો ભાગ રોકયો છે. એ ટીપ ઉપયોગી છે. આ નાના ગ્રંથની ભાષા પ્રૌઢ છે, અને એનાં બીજાં પુસ્તકોની ભાષાથી મને વધારે સારી લાગે છે. સને ૧૮૫૩માં લખેલા કરસનદાસના દેશાટન વિષેના નિબંધની ભાષાને આ ગ્રંથની ભાષા જોડે સરખાવી જોતાં તેમાં મોટો સુધારો થયલો જણાયછે.

જે મોટા ગ્રંથથી કરસનદાસ મુળજીની કીર્ત્તિ ઘણી વધી અને તેનું નામ આખા દેશમાં વધારે પ્રખ્યાત થયું તે ગ્રંથ આજ વર્ષમાં (સને ૧૮૬૬ માં) તેણે પ્રગટ કર્યો. એનું નામ "ઇંગ્લાંડમાં પ્રવાસ" છે. આ ગ્રંથને ૩૬૦ પૃષ્ઠ છે. એને સુંદર ચિત્રોથી શોભીતો અને સમજાય તેવો કર્યો છે. એ ગ્રંથ કરસનદાસની અવલોકન શક્તિ, અને લખવાની છટા બતાવેછે. એથી તેને ધનની કમાઇ પણ સારી થઇ. એ પુસ્તકના ગુણ એવા છે કે તે વખણાયા

વગર રહેજ નહિ. તેની જોડે એને મોટાનો આશ્રય પણ સારો મળ્યો. એથી દર પ્રતની કીમત રૂ. ૧૨) છતાં, થોડા વખતમાં બીજી આવૃત્તિ કાઢી શકાઇ. એનું ભાષાંતર મરાઠી બોલીમાં પણ થયું છે. પ્રજામાં વાંચવાનો અને જ્ઞાન મેળવવાનો શોખ એટલો થયો નથી કે, મોટા ભારે મૂલના ગ્રંથને ધનાઢ્ય અને સદ્‌ગૃહસ્થોમાં ટીપ ફેરવી તેને વેચાતો લેનારાનાં નામ અને કેટલી પ્રત ખપશે તેનો આશરો આગળથી જાણવાની જરૂર ન પડે. આ પુસ્તકને સરકારના આશરાની મોટી જરૂર હતી તે મળી; અને પ્રજાના કેટલાક આગેવાનોએ ઘટતું ઉત્તેજન આપ્યું. વિલાયતથી પાછા આવીને ૧૮૬૪—૬૫માં એ પુસ્તક કરસનદાસે રચ્યું, અને ત્યારેજ ટીપ ફેરવી હશે એવું એ ટીપ ઉપરથી સંભવે છે. સર જમસેદજી જીજીભાઈ બારોનેટ બીજાએ તથા શેઠ પ્રેમચંદ રાયચંદે દરેકે સો સો પોતાને નામે ભરી. ૧૦૦ પ્રતના રૂ૧૨૦૦) થાય. સરકારે કેટલી રાખી તેનો ખચીત આંકડો મારા જાણવામાં નથી, પણ ૧૦૦ થી ઓછી લીધી નહતી. એને ઉત્તેજન આપવાને તે વેળાના ગવર્નર સર બાર્ટલ ફ્રીયર, અને ડિરેકટર મી. હાવર્ડ મોટા દિલના હતા. ગવર્નરે પંડે દશ પ્રત રાખી. ઘણાક પારસી શેઠીઆએ મદદ કરી, કેટલાકે દશ દશ ને કેટલાકે સાત સાત ને પાંચ પાંચ ભરી. હિંદુઓ પણ એમાં પાછળ નહતા. શેઠ કમળસી પ્રેમજીએ ૨૫ અને શેઠ પ્રેમાભાઈ હિમાભાઈએ ૧૦ પ્રતો રાખી. શેઠ વરજીવનદાસ માધવદાસે પણ, મહારાજ લૈબલ કેસનું વૈર તથા નાતની લડાઇ યાદ ન રાખતાં, ૬ પ્રત ભરી છે. જેઓ કરસનદાસને નાત બહાર મૂકવામાં આગેવાન હતા, નાત સંબંધી કશો ટેકો આપતા નહિ, જેઓ એનું અડેલું પાણી પીતા

નહિ તેઓ એની આ ચોપડી લેવામાં આગળ પડયા હ-તા. એનું શું કારણ? કોઈ કહેશે કે તેઓ ઇંગ્રેજોની બનાવેલી ચોપડીઓ વેચાતી લે છે તો આ લેવામાં શી હરકત હતી? પણ એ ખરો ખુલાસો નથી. કપોળ જ્ઞાતિ અને બીજા વાણીઆ જે કામનો ધિક્કાર કરતા હતા, અને જે કામ ન કરવા દેવાની હઠ પકડી બેઠા હતા તેજ કામનો એ ગ્રંથ છે. જેમાં વિલાયતની મુસાફરીનું વર્ણન છે, જે-માં તેના લાભ, અને તે લાભ નહિ લેવાની બેવકૂફાઈ દે-ખાડી છે તેને તેમણે હોંસે હોંસે લીધો. વળી જે પુસ્તક તેમણે હોંસભેર ખરીદ કર્યું તેના ઉત્તમ બોધથી તેમનાં મન પર જરાએ અસર થઈ નહિ એ વધારે નવાઈ છે. અંધારાનો કિલ્લો અને જ્ઞાતિ ભેદનો કોટ એટલો જબરો છે કે તેમાં આ જબરા ગ્રંથથી પણ બાકાં પડ્યાં નહિ; અ-ને બાકાં પડ્યા વિના સુજ્ઞાન અને સુવિચારનાં કિરણો અં-દર પેશી શકે નહિ. એનું પરિણામ એ થયું છે કે કરસ-નદાસ અને તેના સાથી સિવાય આજ પર્યંત બીજા કોઇ વાણીઆ વિલાયત જઈ શકયા નથી. વાણીઆભાઇ જાતે નાહિમ્મત, અને અજ્ઞાનનું બળ ભારે તેથી આપણા દેશને હાનિ કારક વહેમનો આ પરાજય ક્ષણિક છે, એમ મને લાગે છે. પરંતુ વહેમીઓએ એથી ઝાઝું ફૂલાવવું નહિ અ-ને જ્ઞાનીઓએ નાહિમ્મત થવું નહિ. વિદ્યારૂપી સૂર્ય ઊગ-વાની તૈયારી છે, બહુ વાર નથી. તેના ઉદયથી અવિદ્યા-રૂપી તિમિર ભાગી જશે, અજ્ઞાન ગઢ પાયમાલ થશે, અ-ને આપણો પ્રિય દેશ વહેમની બેડી તોડી આપત્તિથી છૂ-ટશે. આપણે રૂડાં કામમાં મંડયા રહેવું જોઈએ.

આ પુસ્તક અગાઉથી ખરીદ કરનારનાં નામની ટીપ પુસ્તકને અંતે છાપી છે તેમાં ૬૪૫ નંગ ભરાયાં છે. એ-

માંનો મોટો ભાગ મુંબાઇમાં ભરાયો છે. કાઠીઆવાડમાં ભાવનગરના મરહુમ ઠાકોર સાહેબ શ્રી જસવંતસંઘજીએ ૨૫ નંગ ભર્યાં છે, પણ ત્યાંના બીજા કોઇ રાજાએ ભરેલાં નથી, તે પરથી અનુમાન થઈ શકે છે કે પોલિટિકલ એ-જંટે એ ભરવાની ભલામણ કરી નહતી. આપણા રાજા રજંવાડાની સ્થિતિ એવી છે કે તે સાહેબ શિફારસ કરે તો તેની મરજી પ્રમાણે કરે, અથવા રાજ્યના કામદારની ખુશી હોય તો તે થોડી ભરાવી આપે. માત્ર ભાવનગર સંસ્થાનના કારભારીઓએ મદદ કરી છે. રાજા સાહેબ પા-સે ટીપમાં ૨૫ નંગ ભરાવ્યાં છે એટલુંજ નહિ, પણ મુ-ખ્ય દીવાન, મુખ્ય કારભારી, અને તેમના કુટુંબનાં છ માણસે મળી ૬૪ નંગ ભર્યાં છે. આ શ્રીમંત, જોરાવર ને તેવારે કુલ અખત્યારી કામદાર વડનગરા નાગર કુટુંબ મા-રી સામા થવામાં આગેવાન હતું, તેમ છતાં મારાજ જેવું કામ કરનારને આમ ઉત્તેજન આપે તેનું કારણ શું હશે? એમના મનમાં એમ તો નહિ હોય કે વાણીઆ વિલાયત જાય તો ચિંતા નહિ, માત્ર બ્રાહ્મણે ન જવું? વિલાયતની સફર કરવાથી પાપ લાગે છે એવું તેઓ માનતા હોય તો તે પાપ કરનારને ઉત્તેજન શા સારૂ આપે? પાપ કરનારને મદદ કરનારને પણ પાપ લાગે છે. આ વિરૂદ્ધ વર્ત્તણુકનો ખુલાસો મને સૂઝતો નથી.

ગ્રંથને આરંભે ગૂજરાતી તથા ઈંગ્રેજી પ્રસ્તાવના, ત-થા ઈંગ્રેજી તથા ગૂજરાતી અનુક્રમણિકા છે. ગૂજરાતી પુ-સ્તકમાં ઈંગ્રેજી પ્રસ્તાવના અને ઈંગ્રેજી અનુક્રમણિકા શા વાસ્તે લખી હશે? પ્રકરણ ૧૨ છે. આ ચોપડીમાં એ પ્રકરણોનું હું વિવેચન કરતો નથી. જેમણે એ દેશાટનનું પુસ્તક ન વાંચ્યું હોય તેમને એ વાંચવાની હું મજબૂત ભ-

લામણ કરૂં છું, અને જેમણે વાંચ્યું હોય તેમણે ફરી વાંચીને તે ઉપર વિચાર કરવો. પહેલું પ્રકરણ મનન કરવા જોગ છે. એ પચાસ પાનામાં જે લખ્યું છે તેના રદીઆ વાંચનાર પાસે છે કે નહિ? એમાં કાંઈ અજુગતું અથવા ખોટું લાગતું હોય તો તે વિષે તજવીજ કરો. તેના જવાબ તમને બીજા પાસેથી મળશે. રાજકીય, સંસારી, અને વેપાર ધંધાની સ્વાધીનતા મોટી વસ્તુ છે. સુવિધા, સુનીતિ, અને સ્વાધીનતાના સંગમમાં નહાવાથી પ્રજાને સમૃદ્ધિ અને વૃદ્ધિ મળે છે. ગંગા, જમના, અને સરસ્વતી એ ત્રિવેણીના સંગમમાં સ્નાન કરવાથી મનને ફાયદો થાય કે નહિ, પણ સુવિધા, સુનીતિ, અને સ્વાધીનતાના સંગમાં રહેવાથી ભારે લાભ થાય છે, ને એમના વિયોગથી ભારે હાનિ થાય છે, એના પુરાવા યૂરોપખંડમાંથી અને ભરતખંડમાંથી જોઈએ એટલા જડશે.

આ પ્રવાસ પુસ્તકનાં બધાં પ્રકરણ મનોરંજક અને બોધકારક છે. દરેકને એના બુદ્ધિમાન કર્ત્તાએ રસ કસ અને શીખામણથી ભર્યું છે, તથાપિ ૯મા અને ૧૦મા પ્રકરણોને હું વધારે કીમતી ગણુંછું, ને તે ચીપી ચીપીને વાંચવાની ભલામણ કરૂં છું. એમાંથી સાર અસાર જુદા પાડી સાર ગ્રહણ કરવાની જરૂર છે. વાંચનાર પૂછે કે શા વાસ્તે જરૂર છે? તો જવાબ એ છે કે આપણા દેશની ઉન્નતિને માટે જરૂર છે. જે ગુણોએ ઇંગ્રેજને આબાદ અને મોટા કર્યા છે, જે લક્ષણોએ તેમને ઊંચે દરજ્જે ચડાવ્યા છે, જે ગુણો ઉપર મોહી લક્ષ્મીજી તેમને ઘેર પધાર્યા છે, જે લક્ષણોથી ઇંગ્રેજ મહા બળવાન થઈ ન્યાલ થયા છે અને રાજકાજમાં વડાઈ પામ્યા છે તે ગુણો અને તે લક્ષણો બતાવવાની કરસનદાસે સારી કોશિશ કરી છે. એ

ગુણો અને એ લક્ષણો આ દેશના લોકે જાણવાં અને ગ્રહણ કરવાં જોઇએ. આ ગ્રંથ અને આ બે પ્રકરણો વાંચી જેનું મન નહિ ઉશ્કેરાય, જેને યૂરોપ જવાનું મન નહિ થાય તેનામાં પુરૂષત્વનો અંશ રહ્યો નહિ હોય!

"કુટુંબ મિત્ર." આ પુસ્તક ભાઈ કરસનદાસે સન ૧૮૬૭ના પહેલા ભાગમાં પ્રગટ કરેલું જણાય છે. એની પ્રસ્તાવનામાં લખ્યું છે કે "વાતચીત અને ઠઠ્ઠા અથવા મશ્કરીમાં શિક્ષા મળે એવું લખાણ જોડી કહાડીને જે ઈ. સ. ૧૮૫૫થી ૧૮૬૧ સુધી સત્ય પ્રકાશમાં તથા સુધર્મબોધકમાં તથા પાખંડ ખંડકમાં બનાવનારની કલમથી આવ્યું હતું, તે સુધારીને આ પુસ્તકના આકારમાં પ્રગટ કરવામાં આવ્યું છે." આ ગ્રંથ નાનો છે, પરંતુ રમુજની સાથે શીખામણથી ભરેલો છે. અંગ્રેજી અમલ બેઠા પહેલાં ખોટાં અને બેવકૂફીનાં કામ કરનારાની, તથા તાતોના ભૂંડા ચાલની ફજેતી કરવાના સાધન ન હતાં. દુષ્ટ કે નાદાન આદમી નાતમાં કે ઓળખીતા પાળખીતામાં નિન્દાતા, પણ તેની તેઓ દરકાર કરતા નહિ, અને આલમને તેથી બોધ મળતો નહિ. જેઓ કમ અકલના અને પાપી છે તેઓની હાંસી કરવી એ તેમને અને બીજાઓને તેવું કરતા અટકાવવાની મોટી યુક્તિ છે. છેક બગડેલા કે મમતપર ચડેલા પાછા ફરે નહિ, પણ બધા તેવા નથી હોતા. માટે કરસનદાસનો આ ઉપાય મને અઘટિત દીસતો નથી. ખોટાં કામ કરનારની એમ ફજેતી કરવાથી તેમની જોડે વેર બંધાય છે. પણ શાણા હોય તે મનમાં સમજી શીખામણ લે છે. કોણ જાણે કોના ઉપર લખ્યું છે એમ માની તથા મોઢે વાત ન જણાવતાં પોતાની બદચાલને માટે પસ્તાય છે; પણ બેવકૂફ હોય છે તેઓ ફજેતીની ટોપી પોતાને મા-

થે બેસતી આવી જોઈ પહેરી લે છે. અને બીજાને કહેછે કે જુએ આ ટોપી મારે માથે આવી રહે છે. એ તો મારા ઉપર લખ્યું છે. ગ્રંથ કર્ત્તાને ગાળો દે છે; બીજા તેને ચડાવે છે. એમ મૂર્ખો વધારે ફજેત થાય છે. કરસનદાસ સત્ય પ્રકાશમાં નઠારા માણસની આવી ટકોળ લખતા તેવારે હું મુંબઇમાં હતો તેથી એ પ્રમાણે બનતું મેં જોયું છે.

એ વખતે આપણાં વર્ત્તમાન પત્રોના ઘણાક અધિપતિઓ કેવી અવદશામાં હતા તે ગડગડલાલના નાટકમાં દર્શાવ્યુંછે. મોફ્રુસિલમાં તેમનો મોટો ભાગ હજી એવો છે. મુંબઇમાં પણ યોગ્ય કરતાં અયોગ્ય વધારે છે, પરંતુ કરસનદાસ મુળજીએ ઉપલું નાટક રચ્યું તે સમય કરતાં હાલ કેટલાંક વર્ત્તમાન પત્રો અને તેઓના અધિપતિઓ વધારે સારી હાલતમાં છે. દિન પર દિન તેમની ભાષામાં અને નીતિમાં સુધારો થતો જાય છે. વગર કેળવાયલા નીચ બુદ્ધિના મૂર્ખ અધિપતિઓ હાનિકારક છે. કેળવણીનો પ્રસાર થતો જશે તેમ વર્ત્તમાન પત્રો સુજ્ઞ અને સદાચરણી વિદ્વાનોના હાથમાં આવશે, અને તે વાંચનારાની સંખ્યા વધશે, ત્યારે નઠારાં પત્રોને આશરો મળશે નહિ. હું આશા રાખું છું કે મહારાજના સેવકો પણ સુધરશે. ગોસાંઈજી મહારાજો ગડગડલાલના જેવાજ રહેશે કે સુધરશે તે સેવકોને હાથ છે. સને ૧૮૬૭માં કરસનદાસ મુળજીની તથા મુંબઇ વાસી ગૂજરાતી બોલી બોલનારાની ભાષાનો નમૂનો આ ઉતારા પરથી કાંઈક જણાશે. કાઠીઆવાડમાં સમુદ્ર કાંઠા ઉપર વસનારા લોકની બોલીને એ મળતી છે. કરસનદાસે કાંઈક ફેરફાર કરેલો જણાય છે, તેથી બરાબર નમૂનો નથી.

પાલીટાણાનો ડુંગર તે ઉપરના જૈન દેવલોને માટે

પ્રખ્યાત છે. હજારો શ્રાવકો ત્યાં જાત્રા કરવા જાય છે એમની અને પાલીટાણાના ઠાકોર સાહેબની વચ્ચે એ ડુંગર સંબંધી મોટા વાંધા પડવાથી શ્રાવક લોકે રાજા ઉપર સરકારમાં ફર્યાદ માંડી. કાઠીઆવાડના પોલિટિકાલ એજંટ સાહેબના ફેસલાથી તથા મુંબાઇ સરકારના ઠરાવથી તેઓ રાજી થયા નહિ ને વિલાયત સુધી લડયા. ઇંગ્લાંડમાં હિંદખાતાના રાજ્યમંત્રી એટલે સેક્રેટરીને અરજી આપવાને તેમણે અમદાવાદના નગરશેઠ પ્રેમાભાઇ હીમાભાઇની મારફતે કરસનદાસ મુળજીને વિલાયત મોકલ્યા. શાહ વીરચંદ દીપચંદની મહેનતથી યોગ્ય કરાર થયા. કરસનદાસ જોડે જમવા જમાડવાનો વહેવાર કરવાનું શ્રાવકોની વતી નગરશેઠે કબૂલ કર્યું, અને પાલીટાણાને કામે ફરીને વિલાયત ગયા પહેલાં તેમને અમદાવાદ તેડી પોતાને ઘેર ઉતાર્યા. જ્યારે કરસનદાસ અમદાવાદ આવતા ત્યારે હમેશ મારે ઘેર ઉતરતા, અને પોતાના મીઠા સ્વભાવથી મારા છોકરાને ખુશી કરતા. લવંગને દીવે સળગાવી બળતું છતાં મ્હોડામાં મૂકી બાળકને અચરજ પમાડતા. પહેલીવાર વિલાયત જઈ આવ્યા પછી અમદાવાદમાં આવ્યા તેવારે કવિ દલપતરામ ડાહ્યાભાઇએ એમને પોતાને ઘેર જમવા તેડયા હતા. આ વખતે તો શેઠ પ્રેમાભાઈને ઘેર મુકામ કર્યો. અને શેઠ તથા વીરચંદશાહ તથા બીજા શ્રાવકો તેમની જોડે જમ્યા. શેર સટ્ટાનો વખત ઉતાવળે પૂરો થયો ન હોત અને મુંબઇની આબાદીમાં ઝટ ભંગાણ પડયું ન હોત તો કેટલાક મોટા શ્રાવક ગૃહસ્થો વિલાયત જાત એવો સંભવ હતો. ઘણુંકરીને વૈષ્ણવ વાણીઆથી શ્રાવક વાણીઆ વધારે સાહસિક, વધારે ઉમંગી, અને વધારે ઉદ્યોગી, હોવાથી વધારે લક્ષ્મીવાન છે.

સને ૧૮૬૭ના માર્ચ માસની આખરે કરસનદાસ મુળજી વિલાયતની બીજી સફર કરવા નીકળ્યા. એ વેળા એમની રસોઇ કરવાને ખેડાવાળ બ્રાહ્મણ તથા બીજા કામકાજને માટે મોઢ વાણીઆ જ્ઞાતિનો ભરૂચનો રહીશ માણેકલાલ જગજીવનદાસ નામે સાહસિક તરૂણ હતો. એ ખેડાવાળનું નામ તેની જ્ઞાતિવાળાના જાણવામાં આવ્યું નહિ તેથી તેને કાંઇ હરકત થઈ નહિ, પણ જુવાન વાણીઓ જાહેર પડયો ને તેની જ્ઞાતિ તરફથી સંતાપ પામ્યો. મારી જોડે જે ગામડીઓ બ્રાહ્મણ આવ્યો હતો તેણે પોતાની સફરની વાત ગુપ્ત રાખવાની કોશિશ કરી, પણ તે બરાબર પાર પડી નહિ. તેના મામાની બહાદુરીથી તેનું રક્ષણ થયું. એટલો આશરો માણેકલાલને તેના કોઈ સગા તરફથી તુરત મળ્યો નહિ, તેનું કારણ એ હશે કે શહેરોમાં વહેમી લોકનું જોર વધારે હોય છે. ગામડાંમાં નાતની તકરાર વહેલી પતી શકે છે. આ વેળા પણ કરસનદાસે ઈંગ્લાંડની બધી રચના જોઇ નહિ. શીઆળો બેઠા પહેલાં સ્વદેશ આવવા નીકળ્યા.

---

## પ્રકરણ ૧૧ મું.

કાઠીઆવાડમાં જવું. પોલિટિકાલ ખાતાની નોકરીમાં દાખલ થવું. રાજકોટમાં કારભારની ખૂબી. વિદ્યા અને સુધારાને મદદ. પાખંડ ધર્મ ખંડન નાટક. સંસાર સુખ.

શ્રાવક લોકની તરફથી પાલીટાણાના કામ સારૂ વિલાયત ગયા તેને આગલે વરસે એટલે ૧૮૬૬માં કાઠીઆવાડના પોલિટિકાલ એજંટ કર્નલ કીટિંજને મળવા કરસનદાસ ગયા હતા. મને લાગે છે કે પાલીટાણાની બાબતમાં તજવીજ કરવાને કે દાદ મેળવવાને ગયા હતા. એ વેળા

એક માસ રાજકોટમાં રહ્યા. એક મિત્ર રાજકોટથી મને લખે છે કે " એમનું તે વખતે અત્રે આવવું થયું ત્યારથીજ અત્રેના કેટલાક ગૃહસ્થો સાથે સારો પ્રીતિભાવ થયો હતો." કાઠીઆવાડમાં સુધારાનું બીજ ભલા કર્નલ લોંગે રોપ્યું હતું. તેણે દરબારોને સમજાવી નિશાળો સ્થપાવી, તથા મુંબઇ વગેરે ઠેકાણે પ્રગટ થતાં ગૂજરાતી પુસ્તકો અને માસિક ગ્રંથો લેવાની ભલામણ કરી. પોતાના રાજકાજની જોડે એવા કામને તેણે સારો આશરો આપ્યો. તોપણ રજવાડાના મુત્સદીઓ સુધારાની, ભાષણની, અને સભાની મશ્કરીઓ કરતા. સૂરતના મહેતાજી દુરગારામ મંછારામ કાઠીઆવાડની નિશાળના સબ ડેપ્યુટી ઇન્સ્પેક્ટર થયા ત્યારે તેમનાથી ત્યાંના લોકને સુધારા સંબંધી કાંઈક જ્ઞાન થયું. કરસનદાસ મુળજીએ તેને આશરો આપ્યો. આ વખતે એક માસ રહ્યા તે દર્મિયાન તા. ૨૫ મી જૂન ૧૮૬૬ને રોજ રાજકોટની વિદ્યા ગુણ પ્રકાશક સભામાં એમણે ભાષણ કર્યું. "કાઠીઆવાડને સુધારવાને શા શા ઉપાય કરવાની જરૂર છે" એ તેના ભાષણનો વિષય હતો. જાહેર સભામાં બોલવાની છટા અને યુક્તિ એમનામાં એવી સરસ હતી કે સાંભળનારને રસ લાગે. આવું બોધકારક, અને સુંદર ભાષણ મને લાગે છે કે રાજકોટમાં આ પહેલુંજ હશે. એ સાંભળવા કીટિંજ સાહેબ પણ આવ્યા હતા. રાજકારભારીઓ, રજવાડાના વકીલો વગેરે મોટા મોટા માણસો સભામાં બિરાજ્યા હતા. દેશી રાજ્યોને સુધારવાને રાજાઓની સભા કરવાની જરૂર છે એવો અભિપ્રાય કરસનદાસે કહ્યો તે પરથી એજંટ સાહેબ હસ્યા, અને બોલ્યા કે એમ થશે ત્યારે અમારે આ દેશમાં રહ્યાની ગરજ રહેશે નહિ.

બીજી વાર ઈંગ્લાંડ જઇ આવ્યા પછી કાઠીઆવાડ-

માં નોકરી મેળવવાનું મન કરસનદાસને શાથી થયું તે મારા જાણુવામાં આવ્યું નથી. કોઈ એમ ધારે છે કે નાતના જુલમથી કંટાળીને તેણે મુંબાઈ શહેર છોડયું. નાતથી કાયર થઇ નાસે એવા એ પંડે તો ન હતા,* પણ સગાં વહાલાંથી વેગળા રહેવાથી તથા વિવાહ વાજનમાં અને જમણવારમાં સામિલ ન થઇ શકવાથી એમની સ્ત્રીનું મન હીજરાતું હતું. એવું સાંભળવામાં છે કે કરસનદાસ ઘરમાં સુખી ન હતા. ઘરનો કંકાસ પરગામ જવાથી ઓછો થાય ખરો. દેખતું નહિ ને દાઝતું નહિ એ કહેવત આ પ્રસંગે એનાં ઘરનાંને લાગુ પડે છે. પોતાની જોડે બાયડી છોકરાં રાજકોટ હોય એટલે તેમનો જીવ બળે નહિ એમ ધારીને, કે રોજગારને માટે કરસનદાસે કાઠીઆવાડમાં સરકારી નોકરી મેળવવાની કોશિશ કરી. રાજકોટની ગાદીએ એ વેળા બાળરાજા હતા તેથી તેના સંસ્થાનનો કારભાર પોલિટિકાલ એજંટની મારફતે ચલાવવાનો ઠરાવ સરકારે કર્યો હતો. વસીલો પહોંચવાથી મુંબાઇ સરકારે એમને આસિસ્ટન્ટ સુપરિન્ટેન્ડેન્ટ નીમી એ સંસ્થાનનો કારભાર સોંપ્યો. સને ૧૮૬૭ના દિસેમ્બર માસની ૨૦મી તારીખે એ ઓદ્ધાનો કબજો એમણે લીધો.

ખુદ રાજા પંડે કે કારભારી રાજ્યની લગામ હાથમાં લે તેનું પહેલું કામ એ છે કે પ્રજાનું રક્ષણ કરવું. જાગૃતિથી ચોર, લુચ્ચા, ધૂતારા, કપટી વગેરેને ધાકમાં અને શહેમાં રાખવા, તથા ફોજદારી દીવાની ઈન્સાફ લાંચ

* નવા મતના અને રૂઢી વિરૂદ્ધ કામ કરનારાને જૂના મતના ધર્માચાર્ય અને વહેમી લોક પજવેછે એ કરસનદાસ જાણતા હતા. પૃથ્વી ફરેછે એવું માનવા માટે ગાલીલેઓને જન્મ કેદની સજા થઈ; હું વિલાયત ગયો માટે નાત બહાર રહેવાનાં દુઃખ મારે વેઠવાં પડયાં. કેટલાકના તો જીવ પણ સુધારાને માટે ઘણાક દેશોમાં ગયા છે, એ જાણીને તેઓ ઇંગ્લાંડ ગયા હતા તો ગભરાય કેમ

રૂશવત ને નજરાણું લીધા વગર નિષ્પક્ષપાતે અને ચતુરાઈથી કરવા, ને પ્રજાની યોગ્ય સ્વતંત્રતા ઉપર હાથ નાંખવો નહિ એ હરકોઇ રાજ ચલાવનારનું મુખ્ય કામ છે. એથી લોકમાં શાંતિ રહી તેઓ પોત પોતાના ઉદ્યમમાં મંડે છે. માટે રાજકોટ સંસ્થાનનો ચાર્જ લેતાંવારને કરસનદાસે એ કામપર લક્ષ લગાડયું, અને તેમાં જસ મેળવ્યો. સાચા ન્યાયથી, શાંત, મળતાવડા, ને મધુરા સ્વભાવથી પ્રજાપ્રિય થયા. રાજ કારભારીને ધ્યાન આપવા જોગ બીજી મોટી બાબત ઊપજ ખર્ચ છે. આ વિષે જૂના વિચાર ઘણાજ ભૂલ ભરેલા છે, તોપણ તેવા વિચારના કારભારી દેશી રાજદરબારમાં કાબીલ ગણાય છે, અને માન પામેછે. ખેડુતો પાસેથી, વેપારીઓ પાસેથી, ઠામ ઠામ નાકાં બેસાડીને, અને અનેક વેરા નાંખીને, તથા ન્યાય વેચીને જે કારભારી વધારે ઊપજ કરે તે લાયક કામદાર ગણાય છે. એમ મેળવેલું નાણું રાજ્યનું નહિ પણ રાજાનું, પ્રજાના લાભ અને સુખને અર્થે નહિ, પણ રાજાનાં ખાનગી કામમાં, કુંવરીઓ પરણાવવામાં, ને વૈભવ ભોગવવામાં ખરચવાને માટે છે એવી જૂની સમજ છે. આ સમજ ખોટી છે એ કરસનદાસે સિદ્ધ કરી આપ્યું. રાજ્યની ઊપજ ખર્ચાનો વહીવટ ડહાપણથી કરી એણે એક બીજો અભિપ્રાય ખોટો પાડયો. દરબારોમાં અને પોલિટિકલ ખાતાના કેટલાક અમલદારોમાં એવી ભ્રાંતિ છે કે ગ્રંથ લખનારા વિદ્વાનો, વર્તમાન પત્રોના એડિટરો, અને સ્કૂલમાસ્તરો વગેરે નિશાળ ખાતાના નોકરોને રાજ્ય કારભાર આવડે નહિ. ઈંગ્રેજી રાજ્યમાં મુનસફની કે મામલતદાર વગેરેની ન્યાય, વસૂલાત, કે પોલિટિકલ ખાતામાં સરકારી નોકરી કરી હોય તેઓ માત્ર જરૂર પડે તો કારભારીનું કામ ચલાવી શકે.

આ ભ્રાંતિ કરસનદાસે જૂઠી પાડી. અંગ્રેજી સ્કૂલ માસ્તરનું કામ, સત્ય પ્રકાશ વગેરેના અધિપતિનું કામ, ને ગ્રંથો રચવાનું કામ કરી રાજ્ય કારભાર હાથમાં આવેથી તે કામ અચ્છી રીતે બજાવ્યું. બુદ્ધિવાન પુરૂષને અનુભવ મેળવતાં વાર લાગતી નથી. સ્વાભાવિક બુદ્ધિની જોડે સદ્‌વિદ્યાથી મન કેળવાયલું અને સુનીતિમાન થયલું હોય તો તે જે કામ હાથમાં ઝાલે તે પાર પાડે. કરસનદાસની પછી રાજકોટ સંસ્થાનનું તથા લીંબડીનું કામ ચલાવનાર ગૃહસ્થ કેળવણી ખાતામાંથી આવ્યા, તથા વડોદરાના સર ટી. માધવરાવ અને તેમના પ્રાઈવેટ સેક્રેટરી વિનાયકરાવ પણ સ્કૂલખાતામાંથી મદ્રાસ ઈલાકામાં રાજકાજપર આવ્યા હતા. ત્યાં યશથી કામ કરી વધારે મોટા કારભાર પામ્યા. એવા બીજા દાખલા પણ મળી શકે. પરંતુ આપણા કોઇ દેશી રાજ્યમાં મોટી ઉમરના રાજાના તાબાની નોકરી કરસનદાસને મળી હોત તો આટલી ફતેહ મળત કે નહિ એ વિષે શક રહે છે, કેમકે ત્યાં તો રાજાનું મન મનાવવું જોઈએ, અને બીજી ખટપટો તો જુદી. જૂના વિચારના રાજાની નોકરી નવી રાજ્ય રીતિના વિચારવાળાને કરવી મુશ્કેલ પડે છે, અને યથાયોગ્ય નથી થઇ શકતી તેનાં કારણ દેખાઈતાં છે.

પોલીસનો ઘટતો બંદોબસ્ત રાખી, તથા વાજબી અને વેળાસર ન્યાય કરી પ્રજાના જાન માલનું રક્ષણ કરવું એ ઉપરાંત રાજ્ય ચલાવનારનો ધર્મ છે કે રાજ્યમાં આબાદી વધે અને લોક સુખી થાય તેવા ઉપાય કરવા. કરસનદાસ મુળજીએ આ ઉપાય પણ કર્યા. રાજકોટની બહાર અને ઇંગ્લિશ સ્ટેશનની વચ્ચે પરૂં છે તેનો સુધારો વધારો કર્યો. પરામાં અનાજની માર્કેટનું, અને ગામમાં શાકભાજીની

માર્કેટનું મકાન બંધાવ્યું. રાજકોટ અને સરધારમાં રીડિંગ-રૂમ એટલે વર્ત્તમાન પત્રો વાંચવાની જગા કરી આપી. મારા, હાલ રાજકોટમાં રહેનારા, જે મિત્રથી મને આ સમાચાર મળ્યા છે તેણે એ રીડિંગરૂમોમાં પુસ્તકો મૂકયાં છે કે નહિ તે લખ્યું નથી. રાજકોટમાં ગૂજરાતી નિશાળને માટે મકાન બંધાવ્યું, રાત્રે દીવા કરવાનાં ફાનસ મૂકાવી શેરીઓ અજાણ્યાને જડે માટે નાકે નાકે તેના નામનાં પાટીઆં લગાવ્યાં. રાજકોટ તાબાનાં મોટાં ગામોમાં નિશાળો મંડાવી, ને તે નિશાળોને સારૂ ઘર બંધાવ્યાં. તળે રાજકોટના કોઠારીઆને નાકે ધર્મશાળા ચણાવી. રાજકોટના ઠાકોર સાહેબની કેળવણી ઉપર ધ્યાન આપ્યું. ખેડુતોના કરમાં સુધારો કર્યો, ઇત્યાદિ. એમ ઇત્યાદિથી મારા મિત્રે અટકવું નહતું જોઈતું. તમામ હકીકત પ્રગટ થવી જોઈએ. રાજકોટ સંસ્થાનના દફ્તરમાં એમનાં લખાણ અને ઠરાવ હશે, પરંતુ તેના કોઈ ભાગનો ઉતારો મને મળી શકયો નથી.

નઠારા આદમીને હાથ અમલ આવે છે, ત્યારે તે પોતાનો સ્વાર્થ તાકી સરકારના કે રાજાના વહાલા થવાને રૈયતને રંજાડે છે. ઊપજ વધારવામાં, લોકની જમીન ખૂંચી લેવામાં, જમીનના દર ભારે બાંધવા વગેરેમાં અન્યાય કરી હોશીઆરી બતાવેછે, ને તેથી મોટે દરજ્જે તથા મોટે પગારે ચડેછે. પણ એવા નફ્ટ કૂતરાને ધિક્કાર છે! રૈયત તેને સદા ભાંડેછે, ને કદુવા દેછે. કરસનદાસે એમ કર્યું નહિ માટે ધન્ય છે એનો! કાયદાનો હેતુ અને સરકારની ઇચ્છા વાજબી કરવાની છતાં ચીબાવલા દુષ્ટ અધિકારીઓ લોકને નુકસાન કરેછે. કરસનદાસ તેવા નહતા.

રાજકાજના કામમાં રોકાયલા હતા તેવારે પણ એમણે વિદ્યાને અને દેશસુધારાની સભાને અને ગ્રંથો લખ-

વાનાં કામને વિસાર્યાં નહિ. એક મિત્ર રાજકોટથી લખેછે કે,

"એમના અત્રે આવવાથી અત્રેની વિદ્યા ગુણ પ્રકાશક સભાએ. ઘણો લાભ લેવા માંડયો. વળી એમના આવવાથી અત્રેના ગૃહસ્થોના બળમાં મોટો ઉમેરો થયો. સભામાં એમના આવતા અગાઉ એક ચોપાન્યું કહાડવાનો ઘણા દિવસથી વિચાર ચાલતો હતો. તે વિચારને એમણે પુષ્ટિ આપી અને એમનાં જાહેર લખાણના અનુભવથી અત્રેના સભાસદોના વિચારને એમણે તાજા કર્યા એટલુંજ નહિ, પણ તેમાં નવું જીવન નાંખ્યું. ભોગીલાલભાઈ હતા તે વખતથી જે વિચાર ઉત્પન્ન થએલો તે માત્ર એમનાજ આવ્યાથી બર આવ્યો. એ કામ એમના વિના થાત નહિ. તેમાં વળી દીલ્હીના શેઠ ઝવેરી શાદીરામે રૂ ૧૦૦૦) ની બક્ષીસ એ કામ ચાલુ કરવા મદદ દાખલ ખરચવા આપ્યાથી એ કામ ચાલુ થયું. એમ વિજ્ઞાન વિલાસનો જન્મ થયો. તેમાં કરસનદાસ પોતે, ઉત્તમરામ નરભેરામ, મણીશંકર જટાશંકર, નગીનદાસ બ્રીજભુખણદાસ અને જગન્નાથ ઈચ્છારામ એઓ મુખ્ય મદદગાર હતા. એ ચોપાન્યું સન ૧૮૬૮ના એપ્રિલ માસમાં શરૂ થયું. એ ચોપાન્યામાં એમનું લખાણ ઝાઝું આવ્યું નથી, કેમકે તેમના કામમાં તેમને ઝાઝો અવકાશ મળતો નહોતો. તોપણ એમણે નીચે લખેલા વિષયો લખ્યા છે—

૧ ૧લા પુસ્તકના ૧લા આંકમાં પ્રસ્તાવના.

૨ ૧લા પુસ્તકના ૩જા આંકમાં ગીરનારના રાજા રાહ દેયાસની વાર્તાનો ઈંગ્રેજી તરજુમો પ્રકરણ ૧લું.

૩ એજ પુસ્તકના ચોથા આંકમાં રાજા રાહ દેયાસીન વાર્તાનો અંગ્રેજી તરજુમો પ્રકરણ ૨જું.

૪ એ ચોપાન્યાના પુસ્તક ૧લાના આંક બીજાના

પાને ૩૬થી ચાલુ, કાઠીઆવાડના રાજા તથા તાલુકદારોની સભા વિષે.

એ વિના એમણે અત્રેની વિદ્યા ગુણ પ્રકાશક સભામાં બે ભાષણો આપ્યાં હતાં. તા. ૨૫મી જુન સન ૧૮૬૬ને રોજ જ્યારે તેઓ પહેલ વહેલા કીટિંજ સાહેબને મળવા આવ્યા ત્યારે ૧લું ભાષણ આપ્યું. એ ભાષણ વિષે ઉપર લખેલું છે.

૨ જું ભાષણ તા. ૨૮ મી એપ્રિલ સને ૧૮૬૮ ને રોજ કર્યું. રાજકુમાર કાલેજનું ખાત મુહૂર્ત્ત કર્યું તે સંધિ ઉપર ઘણાક કારભારીઓ તથા રાજસ્થાનીઓ ભેગા થયા હતા તેમની રૂબરૂ કાઠીઆવાડનાં રાજસ્થાનોમાં કયા કયા સુધારાની જરૂર છે તે, તથા કાઠીઆવાડના રાજા તથા તાલુકદારોની સભાની અગત્ય કહી હતી. આ વિષય વિજ્ઞાન વિલાસના પુસ્તક ૧ લાના આંક ૨ જાના પાના ૩૬ થી ચાલુ છપાયો છે.

એમણે વિદ્યા ગુણ પ્રકાશક સભામાં ઘણે પ્રસંગે આવીને નિબંધ અથવા ભાષણને લગતા વિચારો વખતે વખતે આપ્યા હતા. એક વખત એમણે એવી પણ સૂચના કરી હતી કે હમેશ નિબંધ તથા ભાષણ થયાને બદલે કાંઇ વિષય ઉપર ચર્ચા કરવી, અને તે વિષય અગાઉથી સર્વેને જાહેર કરવો. એ સૂચના પ્રમાણે કેટલીકવાર થયું પણ હતું.

વિજ્ઞાન વિલાસમાં પોતાનાથી તો થોડું લખાતું હતું; પણ ચોપાન્યું છપાવવાનો, ખપાવવાનો, મોકલવાનો વગેરે તપાસનો બંદોબસ્ત રાખતા હતા. લીંબડી ગયા પછી તો બિલકુલ અવકાશ નહિ મળવાથી લખી શકતા નહિ, તોપણ એમના દોસ્તદારોને ખાનગી કાગળ લખતા તેમાં નહિ લખી શકતા તેની દિલગીરી જણાવતા, ને એ ચો-

પાન્યું હમેશ ચાલે માટે તેમને ઉશ્કેરતા, ને તેને લગતી તપાસ રાખી હકીકત મગાવતા હતા.

એઓ વિદ્યા ગુણ પ્રકાશક સભાના મેમ્બર ને કન્યાશાળાની કમિટીના પ્રેસિડેન્ટ હતા.

એઓ જ્યારે સન ૧૮૭૦ ના મે માસમાં અત્રેથી લીંબડીની જગા ઉપર ગયા ત્યારે એમને વિજ્ઞાન વિલાસ ચોપાન્યાની કમિટીના કેટલાક મેમ્બરો તથા કેટલાક મિત્રોએ હેતથી માનપત્ર આપ્યું હતું. તે વિજ્ઞાન વિલાસ ચોપાન્યાના બીજા પુસ્તકના બીજા આંકને પાને ૯૦ મેથી શરૂ થાય છે. તે સિવાય રાજકોટ ગામની વસ્તીએ પણ એમને એક માનપત્ર આપ્યું હતું.

એમની સાથે અત્રેના જૈન ને વૈષ્ણવ બંને વર્ગના વાણીઆઓ જમ્યા હતા. પ્રથમ કેટલાક જણાએ મેમાન તરીકે નોતરીને જમાડ્યા ને પછી નાતમાં જમાડ્યા. તેમજ એમણે કેટલાક મિત્રોને ખાનગી જમાડેલા, પણ નાત જમાડેલી નહિ. અત્રેના જૈન ને વૈષ્ણવ એક બીજાનું ખાવા પીવામાં હરકત લેતા નથી.

પોતાના મિત્રોને અને બીજા મળવા આવનારાઓને પ્રસંગોપાત નીતિ, સંપ, ને ઉદ્યોગ કરવા વિષે વારંવાર સલાહ આપતા હતા.

એમનો અત્રેનો પોશાક પારસીસાઇ પાઘડી, પાટલુન, કોટ, બુટ, ને સ્ટોકિંગનો હતો. દુપટો રાખતા નહિ.

દારૂથી દેશની ખરાબી થાયછે માટે તિરસ્કાર હતો, વટાળ જાણીને નહિ. તેમજ વ્યભિચારને ધિક્કારતા હતા. લંડનમાં નઠારી સ્ત્રીઓ રૂપી ભૂત વળગે નહિ માટે હમેશા ચાલતી વખત દોડતા જતા હતા. તેમજ જ્યારે વિલાયત જતી વખત રસોઈઓ જોઇતો હતો તેવારે એક આદમી

૩૫૦૦) માટે આવવાને ખુશી હતો; પણ તે વ્યભિચારી છે એવું તેમને તેમના એક દોસ્તે જણાવ્યાથી તેને પડતો મૂકી બીજા રસોઇઆને ૩૮૦૦) આપવા કરીને લેઇ ગયા હતા. એટલો એમને વ્યભિચારનો ધિક્કાર હતો.

લીંબડીમાં મરવાનો વખત આવ્યો ત્યારે ત્યાંના ડાકટરને બોલાવીને કહ્યું કે "જો હું મરી જાઉં તો મારી નાત વાળાઓને કહેજો કે મેં મારી નાતને માઠું લાગે તેવું કાંઈ કહ્યું કે કર્યું નથી. તેમ છતાં જો તેમને મારી વર્ત્તણુક તેવી લાગી હોય તો તેમની હું માફ માગું છું. પણ તે સાથે ડાકટરને કહ્યું હતું કે જો હું જીવું તો આ વાત કોઈને કાંઇ કરવી નહિ. આ બાબત મને રા. મણીશંકરભાઇએ કહી હતી. પણ તે ડાકટરને પૂછ્યા વિના બહાર પાડવી એ સારૂં નહિ એમ તેમનું કહેવું હતું.

કરસનદાસ જન્મ્યા ત્યારથી સન ૧૮૬૧ સુધીની એક જણાએ કવિતા કરેલી છે. પણ તેમાં બહુ રસ નથી, અને તેમાંથી ઘણી ખબર મળે તેમ નથી, એટલે નકામી જાણી લખતો નથી. એના વિષે સન ૧૮૬૦ના રાસ્ત ગોફ્તારમાં ને એના પછીના રાસ્ત ગોફ્તારમાં સઘળી હકીકત છપાએલી છે. અત્રેની ખબર આથી વધારે મળે તેમ નથી".

જેમ અમદાવાદના શ્રાવક વાણીઆએ વિલાયત જઈ આવનાર કરસનદાસ જોડે ભોજન વહેવાર કર્યો તેમ રાજકોટના શ્રાવકોએ પણ કર્યો એટલુંજ નહિ, પણ ત્યાંના મેશ્રી અને વૈષ્ણવ વાણીઆ મહાજને વહેમ તજી મુંબાઈના કપોળને છક્કડ મારી, અને કપોળના શેઠીઆથી દબાયલા વાણીઆને પાછળ મૂકી દુનિયામાં માન મેળવ્યું. રાજકોટના મહાજનના શેઠ આ બાબતમાં ખરેખરા મહાજન સિદ્ધ થયા. કરસનદાસને નાત બહાર મૂકનારા મુંબઈના નામના

મહાજન પણ વાસ્તવિક અલ્પજનને કપાળે તેમણે કાજળનો ચાંલ્લો કર્યો. જે મોટા દિલના વાણીઆ, શ્રાવક અને વૈષ્ણવ, રૂડા કરસનદાસ મુળજીને મોટા વરામાં તેડી ગયા, જેમણે તેમને પંગતમાં ફેરવ્યા, અને પોતાની પાસે અને હારે એ-સાડી જમાડ્યા તેઓનાં પ્રતાપી નામ આ પુસ્તકમાં પ્રગટ થવાં જોઈએ, પણ તે મારી કને નથી. રાજકોટના મહાજને કરસનદાસને નાતમાં દાખલ કર્યા એટલુંજ નહિ, પણ પો-તાને ઘેર પણ જમવા તેડતા, અને તેમને ઘેર જમવા જ-તા. ધન્ય છે તેમને!

મોટાઇ અને હકુમત મળવાથી છાલકા આદમીની પેઠે કરસનદાસ ફૂલાઇ ગયા ન હતા. જેમ દિવસ જતા ગયા તેમ તેના દોસ્તદારોની સંખ્યા વધતી ગઇ. સ્નેહીઓ જોડે મુલાકાતમાં સુનીતિ, સંપ, ઉદ્યોગ, વિદ્યાદિ સારા વિ-ષયો સંબંધી માત્ર વાતચીત કરતા. બહારના દેખાવથી ન-હિ પણ સદાચરણથી લોકને રાજી કરતા. મુંબાઇનો પારસી-સાઈ પોશાક બદલ્યો નહતો. ગુણ અવગુણ તો માણસમાં છે, પોશાકમાં નથી, એ વાતની થોડા કાળમાં રૈયતની ખા-તરી થઇ.

દારૂથી દેશની ખરાબી થાયછે માટે તે વિષે એમનો તિરસ્કાર હતો. એમાં વટાળ જાણીને નહિ, પણ એના નિશાથી પીનારને માઠાં ફળ થાયછે માટે તે ના પીવાનો ઉપદેશ કરતા. વ્યભિચારનો ધિક્કાર કેટલો બધો હતો તે જણાવવાને રાજકોટમાં એમણે કહેલું કે લંડનમાં રાત્રે ન-ઠારી સ્ત્રીઓ રસ્તામાં વળગે નહિ માટે તેવીઓને દેખી દોડી જતા. વિલાયત જતી વખતે એક રસોઈઓ એમની જોડે રૂ૫૦૦) માટે જવાને ખુશી હતો, પણ તે વ્યભિચા-રી છે એવું માલૂમ પડવાથી તેને પડતો મૂકી બીજો રૂ.

૯૦૦) માગતો હતો તેને રાખ્યો. વલ્લભી મહારાજોની સામા થવાનું મૂળ કારણ, મને લાગે છે કે, જાર કર્મનો અંતઃકરણથી જબરો ધિક્કાર એ હતું.

ઘણાક મુનસફ, મામલતદાર, વગેરે દેશી અમલદારોને પૂછીએ કે તમે કાયદા અને કેસોના રીપોર્ટો સિવાય કોઇ વિદ્યા, હુનર, ઈતિહાસ વગેરેનાં પુસ્તકો વાંચોછો કે નહિ? તો ઉત્તર એ મળે છે કે વાંચવાની ફુરસદ જરાએ મળતી નથી; કચેરીમાં અને ઘેર સરકારી કામ પૂરૂં થતું નથી તો વાંચવાનો વખત ક્યાંથી મળે? દેશી સંસ્થાનોના કારભારીઓ પણ એવોજ જવાબ દે છે. તેઓને વધારે એટલું કે કાયદા અને હાઈ કોર્ટના ફેસલા વાંચવાનું પણ નહિ. એમ વખતની તંગાસનું બાનું ખરૂં છે કે ખોટું તેની તપાસ કરીશું તો માલૂમ પડશે કે એ તંગાસ તેમનાં કામથી ઉત્પન્ન નથી થતી; પણ કામ કરવાની ઝડપ અને જુક્તિ ન હોવાથી, રસળવાની ને વાતોના તડાકા મારવાની ટેવ હોવાથી ઘણો વખત વ્યર્થ જાયછે, અને વાંચવાનો શોખ ન હોવાથી એ વાત તેમના લક્ષમાં આવતી નથી. નાનામોટા યુરોપી અધિકારીઓને નિત્ય ગ્રંથો વાંચ્યા વગર તથા અંગકસરત વિના ચાલે નહિ. જેમ રોજ જમવાની જરૂર છે તેમ વાંચવાની ને કસરતની જરૂર છે. એ વાત કહેતાં દેશી અધિકારીઓ ઉથલો વાળે છે કે સાહેબ લોક ધણી છે, નજરમાં આવે એટલું કામ કરે ને બાકીનું રહેવા દે. આ કહેવું બધાને માટે ખરૂં નથી. કોઇક એવા હોયછે, પણ ઘણાને તો કામ ઘણું હોયછે, અને તે બધું પૂરૂં કરેછે. ઈંગ્લાંડમાં તો એ કહેવું કોઇને લાગુ પડે નહિ. ત્યાં કાંઇ એઓ સાહેબ નથી. પુસ્તકો વાંચવાં અને લખવાં એ પોતાની ઈચ્છા ઉપર છે. ઈંગ્લાંડના મોઠા વ

જીરાદિની કામ કરવામાં ચાલાકી અને ઉદ્યમ આપણને આશ્ચર્ય પમાડે તેવાં છે. એમના વેપારીઓ પણ તેવાજ છે. તોપણ તેઓ કેટલું બધું વાંચે છે! કોઈક મોટા ગ્રંથકાર હોય છે. કરસનદાસ મુળજીએ દેખાડી આપ્યું કે રાજકાજમાં રોકાયા છતાં પુસ્તકો વાંચી શકાય, અને વાંચવાં જોઇએ એટલુંજ નહિ, પણ બુદ્ધિમાન અધિકારીઓ ચાહે તો ગ્રંથો રચી પણ શકે. રાજકોટ સંસ્થાનનો કારભાર ચલાવ્યો, ભાષણો આપ્યાં, વિજ્ઞાનવિલાસને માટે વિષયો લખ્યા, અને તે સર્વની જોડે બે ચોપડીઓ પ્રગટ કરી. સને ૧૮૬૯ ના જાનેવારી માસની ૭મી તારીખે "પાખંડ ધર્મ ખંડન નાટક" અને "સંસારસુખ" નામે બે પુસ્તકોની પ્રસ્તાવના લખી. એ ગ્રંથો એજ વરસમાં મુંબાઇમાં છપાવી પ્રગટ કર્યા.

"પાખંડધર્મ ખંડન નાટક"—કરસનદાસને હાથ એ પુસ્તક આવવાથી મહારાજ લૈબલ કેસમાં દાખલ કર્યું હતું. રેવાકાંઠે રહેનાર કોઈ દામોદરભટ નામે બ્રાહ્મણે સંવત ૧૬૯૩માં એ પુસ્તક સંસ્કૃત ભાષામાં રચ્યું હતું. નર્મદાને તીરે ઘણાં ગામ છે તેમાંના કયા ગામનો વતની ગ્રંથકર્ત્તા હતો તે એ પરથી જણાતું નથી. ભાષામાં ભૂલો ઘણી છે. દામોદરભટ અવલોકન કરનાર હતો એ તો સ્પષ્ટ દીસેછે, તથાપિ નાટક રચવાની મનશક્તિ જોઇએ તેવી તેણે દેખાડી નથી. ઘણીક જગાએ નકામું ટાયલું એટલું છે કે વાંચનારને કંટાળો આવે. એ લખનાર વેદ ધર્મનો પક્ષકાર હતો. બૌદ્ધ, જૈન, મધ્વ, વલ્લભ, વગેરે વેદથી જુદા પડેલા માર્ગોનો તિરસ્કાર ટૂંકામાં બતાવી વલ્લભાચાર્ય પંથની અનીતિનું નાટક બનાવ્યું છે. જેવું આજે આપણે જોઇએ છીએ તેવું એ દામોદરભટે ૨૪૦ વરસ પર દીઠું હતું એમ

એ નાટક પરથી જણાય છે। કરસનદાસે આ પુસ્તકનું ભાષાંતર કરાવી તે ઉપર પ્રસ્તાવના લખી, તેને છપાવી પ્રગટ કર્યું. કેટલોક ભાગ મૂકી દીધો છે, પણ મૂળ હસ્તલેખ મુંબાઈની નેટિવ જનરલ લૈબ્રેરીમાં મૂકી જેને વાંચવો હોય તેને મળી શકે તેવી ગોઠવણ કરી છે.

"સંસાર સુખ"—સ્ત્રીબોધ નામે માસિક ગ્રંથમાં સ્ત્રીઓને શીખામણને માટે કરસનદાસે વિષયો લખ્યા હતા તેઓને સુધારી વધારી, તથા તેમાંના કલ્પિત નામ ફેરવી આ પુસ્તકમાં ગોઠવ્યા છે. પ્રથમ સને ૧૮૬૦ માં એ પુસ્તક એમણે પ્રગટ કર્યું. ૧લી આવૃત્તિ ખપી ગયાથી એમાં સુધારો કરી બીજી આવૃત્તિ છપાવી. એમાં ૪૭ પાઠ છે. કરસનદાસને મુંબાઇના વાણીઆનો અનુભવ વધારે હતો. મુંબઇની વાણીઆ જ્ઞાતિઓમાં અને વિશેષે કરીને પોતાની કપોળ જ્ઞાતિમાં બનતા બનાવોનું અવલોકન કરી, તેઓની સંસારી હાલત સુધારવાને સારી સૂચના કરીછે. સુનીતિની શીખામણ આ ચોપડીમાં દીધી છે તે આ દેશની હરકોઇ નાતનાં કુટુંબે ધ્યાનમાં લેવા જોગ છે. નરી શીખામણ ગમે એવી ઉપયોગી અને સરસ હોય, પણ વિરસ લાગે છે; એ માટે કરસનદાસે રસિક કહાણીઓ ને શીખામણને લાગુ પડે તેવાં દૃષ્ટાંત ઉમેર્યા છે, તેથી આ ચોપડી વાંચવી ગમે છે. એ દૃષ્ટાંતો કેવળ કલ્પિત છે, તથાપિ ઘણી સાસુઓને, ઘણા જમાઈઓને, ઘણી વહુરોને, ઘણી નણંદોને, ઘણાં માબાપોને, ઘણી બાઈડીઓને અને ઘણાક ભાયડાને લાગુ પડે તેવાં છે. વાંચનારને એમ ભાસે કે આપણી નાતની કે પડોશમાંની ફલાણી કે ફલાણા ઉપર આ લખ્યું છે. આ તો નામ ઠામ બદલીને અમારા ઉપર જોડયું છે એવું કેટલાકે માન્યું હશે. ઘેરઘેર માટીના ચૂલા હોય તેમાંના એકનું વર્ણન

કર્યું તે બધાને થોડું ઘણું લાગુ પડે. તેમ એક કલ્પિત ફુઅડનું, આળસુ કુભારજાનું, કે ભૂંડી સાસૂનું, જુલમી અભાગ્યા જમાઈનું, કે વઢકણી વહુનું, કે પાજી નણંદનું, કે કજોડાનું, કે ફૂલણજીનું, કે વહેમી મૂર્ખનું રૂપ બતાવવાથી તે હરકોઈ તેવાને થોડા ફેર બાદ કરતાં બેસતું આવે. કરસનદાસે ઘણાંક ઉદાહરણ એવા ઘાટમાં આપ્યાં છે. જેને કજીઓ કરવો હોય તેને કજીઆનું બાનું સહજ જડેછે. આ વાત થોડા ફેરથી ઘણી સાસૂને, અને ઘણા જમાઈને લાગુ પડે. થોડા ફેરફારથી એટલે તેજીબાઈને બદલે સાસૂનું નામ ગંગા કે રામકોર કે કાંઇ બીજું હોય. પાંચ હજારને બદલે પાંચશે માગે, કે બે હજાર માગે, કે કોઈને કાંઈ બીજી તકરાર હોય. સાસૂની શીખવણીથી વરે જેમ આ વાતમાં કર્યું તેમ આપણા દેશમાં સેંકડો ને હજારો વર કરેછે. વહેવાઈઓમાં, અને સાસૂ વહુની વચ્ચે અનેક જાતના કજીઆ બ્રાહ્મણ, વાણીઆ, કણબી વગેરે નાતોમાં જોવામાં આવે છે. બધા એવા ન હોય, અવસ્થા ફેર હોય. વર જાણે રાણીનો સાળો હોય તેમ હુકમ કરેછે. વહુ પણ વખતે એવી ભૂંડી હોય કે બધાને પૂરી પડે ને પીડે. પ્રેમકોરની સાસૂનો લોભ, કુંવરબાઈનો વહેમ, કુટુંબમાં ક્લેશ, દેરાણી જેઠાણીનો ટંટો, જમના વહુની વાત, પડોશણ વચ્ચે કજીઓ. વગેરે જે દૃષ્ટાંતો આ પુસ્તકમાં લખ્યાં છે તે વાંચવાનું તથા તે ઉપર વિચાર કરવાનું આપણી સ્ત્રીઓથી બને તો દેશમાં સુખનો વધારો થાય. એ દાખલા કલ્પિત છે, તથાપિ આપણા દેશમાં એવા ઘણા જોવામાં આવે છે, માટે આ ગ્રંથ બહુ કામનો છે.

# પ્રકરણ ૧૨ મું.

રાજકોટની પ્રજાનું માનપત્ર. લીંબડીમાં બદલી. નિબંધમાળા. વિધવા બાઇ ધનકોરનાં પુનર્લગ્ન. કરસનદાસનું મૃત્યુ. કુટુંબ. નામનાને માટે ફંડ. વિચાર.

જેમ રાજકોટમાં બાળ રાજા હોવાથી તેનો કારભાર ઉપરી સરકારે હાથમાં લીધો હતો તેમ લીંબડી સંસ્થાનમાં પણ થયું હતું. ઈંગ્રજી સરકારની તરફથી લીંબડીનું કામ ચલાવનાર કારભારીની બદલી થવાથી તે જગા ખાલી પડી. એનો પગાર વધારે હોવાથી સરકારે કરસનદાસને તે આપી. આ વાત જાણી રાજકોટ સંસ્થાનની રૈયત દિલગીર થઇ. તેમની વતી તેમના આગેવાનોએ કરસનદાસને જતી વેળા માનપત્ર આપ્યું. એ ઉપર ૧૦૫ સહીઓ છે. એ પત્રમાં કરસનદાસના જવાથી નાખુશી થઈ તે દર્શાવી તેનાં સુકૃત્યો જણાવ્યાં છે.

સને ૧૮૭૦ના એપ્રિલ માસની ૨૭ મી તારીખે રાજકોટ સંસ્થાનનો કારભાર છોડી કરસનદાસ લીંબડી સિધાવ્યા. આ સંસ્થાનમાં એમનાં કરેલાં કામની પૂરી હકીકત મને મળી નહિ. પરંતુ એટલું કહી શકાય છે કે અહીં પણ એમણે રાજ્યનો બંદોબસ્ત ઇન્સાફ, અને સુધારો કરવામાં કાળજી રાખીને મહેનત કરી, અને લોકપ્રિય થયા. લીંબડીમાં વસનાર એક પુરૂષ એમના વિષે નીચે પ્રમાણે લખે છે—

"કરસનદાસનો સ્વભાવ બહુજ દયાળુ હતો. એકવાર એક અપરાધીને પચવીસ ફટકા મારવાનો હુકમ કરસનદાસે કીધો હતો. કેદીને થયેલી સજા અમલમાં આણવા તુરંગની જગોપર લઇ ગયા. કેદી નબળા બાંધાનો અને ઘરડો હોવાથી[1] ફટકાના મારે રડવા લાગ્યો. એટલામાં કર-

૧ એ વાત સજા કરતાં પહેલાં ધ્યાનમાં લેવી જોઇતી હતી.

સનદાસ ઘોડાગાડીમાં બેશીને તેજ રસ્તે પસાર થયા. તેમનાથી આ કેદીનું રૂદન સાંખી નહિ શકાયાથી તુરત તેને માફી બક્ષી છોડી મૂકયો હતો.[1] એક વાર સાંજના કોરટમાંથી પોતાને બંગલે ગાડીમાં બેશીને જતા હતા. તેવાગાં એક બુઢી ઓરત મારગમાં ઘોડાગાડી અટકાવીને ગાડીની સામા આવી ઉભી રહી. સિપાઇઓએ ધકા મારીને તે ડોશીને દૂર કરવા માંડી એટલે કરસનદાસે તરત તેમ કરતાં સિપાઇઓને અટકાવી તે ડોશીને પોતાની પાસે બોલાવી ધીરજથી તમામ હકીકત સાંભળી લીધી; પછી તે બાઇને સમજાવી દિલાસો આપીને કહ્યું કે તેણીએ કોરટની વખતે આવી અરજ ગુજારવી, કે તુરત તેપર ધ્યાન આપવામાં આવશે. પછી તે ડોશી આશીરવાદ દેતી પોતાને મારગે ચાલી ગઇ. આટલા વખત સુધી મી. કરસનદાસ બજારમાં ગાડીમાંજ અટક્યા હતા. આ તમાસો જોનારા માણસોએ ખુશાલીનો પોકાર ઉઠાવી કરસનદાસ પર પ્યાર બતાવ્યો હતો.

કરસનદાસને એકાંત વાસ બહુ ગમતો હતો. પોતાને રહેવાનું મકાન શેહેર બહાર એક ખુશનુમા બગીચામાં હતું. ત્યાં એકાંત બેસવાને સારૂ એક ભભકાદાર બંગલી બંધાવી હતી. તે મેહેલને જોડી દીધી હતી. બંગલીના માળ પર એકાંત ઓરડામાં પોતે ઘણીખરી વાર બેશી રહેતા હતા. ઝાઝીવાર તેઓ ત્યાં કને બેશીને પુસ્તકો રચવાનું, સ્ત્રીબોધ વિગેરે ચોપાન્યામાં વિષયો લખવાનું, વિચાર કરવા વિગેરે ખાનગી કામ કરતા હતા. કોરટમાં પણ કલાક બે કલાક પોતે ખાનગી દીવાનખાનામાં બેસતા હતા. તેમને માણસોના

---

૧ જીલ્લામાં સજા કરનારને તે સજા ફેરવવાનો અધિકાર નથી.

ઘોંઘાટથી અડચણ ન થાય તેટલા સારૂ નીચે પોલીસની ચોકી રાખતા હતા, જે ગાડાં તથા માણસોને વધારે બોલતા અટકાવતા હતા.

કોરટમાં વાદી અને પ્રતિવાદી બંનેને ઘરમેળે પાર પાડવાને સમજુતી આપતા હતા. જરા જરામાં અદાલતોમાં લડવાથી બંનેને નુકશાન જાયછે, એમ જાહેરમાં બોલતા હતા.

કોરટમાં બેઅદબી બોલ્યાથી એક વાણીઆને રૂપિઆ દશનો દંડ કીધો હતો; પરંતુ તે શખસ ગરીબ હતો તેથી દંડ પાછો આપવા માંડ્યો. ત્યારે તે વાણીઆએ આગ્રહથી સાહેબને કહ્યું કે 'ના સાહેબ રૂપિઆ (દંડના) હું કદાપી પાછા લેનાર નથી. આપ જેવા મહાન પુરૂશે દશ રૂપિઆનું વચન નાંખ્યું, ને હું તે રૂપિઆ પાછા રાખું? ના, ના, સાહેબ આમ કદાપી બનનાર નથી. જો આ દશ રૂપિઆ ન રાખો તો તમને મારા સમ છે.' પછી કરસનદાસે તેના વકીલ મારફતે સમજાવી દંડ પાછો આપ્યો ને તે શખસની ભોળાઇ ઉપરથી હસ્યા.

કરસનદાસની સાથે ઠાકોર સાહેબને એટલી તો દોસ્તી હતી કે ઘણી વાર સુધી કોરટમાં બેસાડીને ઠાકોર સાહેબને કોરટનું કામ સમજાવતા હતા. લોકો આજ કહેછે કે જો કરસનદાસ જીવતા હોત તો ક્યારનું રાજ ઠાકોર સાહેબને સોંપાવ્યું હોત ને વિલાયત સુધી ઠાકોરને જવાની જરૂર ન પડત.

લીંબડી તાબાના "પચ્છમ" ગામના લોકોએ એક ફંડ કરી કરસનદાસના નામ ઉપરથી "કરસનદાસ લાઇબ્રેરી" નામની એક પુસ્તકશાળા સ્થાપવા રજા માગી. કરસનદાસે આ બાબત ઉપકાર માની પોતાના નામને બદલે "નેટીવ લાઈબ્રેરી" રાખવાને કહ્યું. આ ઉપરથી નક્કી

થાયછે કે કરસનદાસ વધારે માન લેવાને નહિ ચહાતા હતા.

કરસનદાસ ગુસાંઈ મહારાજની હવેલીમાં ઘણી વાર જતા હતા. એક વાર પોતે ગયા ત્યારે દરશન બંધ હતાં. પુજારીઓએ ગાદી નાંખી બેસવા વિનંતિ કીધી. ત્યારે કરસનદાસે તેમ કરવાને ના પાડી અને દરશન કરી પાછા વળ્યા. સાંભળ્યા પ્રમાણે અત્રેની મહારાજોની હવેલીના એક લીષ્ટમાં કરસનદાસે એક રકમ ભરી હતી, ને તે વખતે કહ્યું કે, મહારાજોની સાથે મારે કાંઈ પણ વેર નથી. હું તો તેમનો શુભેચ્છક છું.

એક વાર પોતાને બંગલે "એક પરદેશી માણભટ આવ્યો હતો તેને બોલાવી એક રાત કથા મંડાવી હતી. પ્રસંગે તેને મહાભારતમાંથી પ્રશ્ન પુછતા હતા. તે ભટને પચાસ સાઠ રૂપિઆ કરી આપ્યા.

કેળવણી ખાતામાં પણ તે અચ્છી કોશીશ કરતા. અત્રેની એંગ્લો વર્નાક્યુલર સ્કુલના મકાનમાં તારીખ ૨૨મી જાન્યુઆરી સને ૧૮૭૦ની સાંજના ચાર વાગતાં દીકરીઓનો એક મેલાવડો કરી પરીક્ષા લઇને પોતા તરફથી ઓઢણાં કાપડીઓ વિગેરેનું ઇનામ વેંચ્યું હતું.

સન ૧૮૭૦ની તા. ૨૬મી જુને તેમને અત્રેની પુસ્તકશાળાના ઓનરરી પ્રેસિડેન્ટ નીમવામાં આવ્યા હતા. તારીખ ૧૫ જાન્યુઆરી ૧૮૭૧ના સાંજના સાડાચાર વાગે એંગ્લો વર્નાક્યુલર સ્કુલના મકાનમાં પુસ્તકશાળાની બાબતની બેઠકમાં કરસનદાસજીએ પુસ્તકશાળાની આપણા ભરતખંડમાં કેટલી અગત્ય છે તે બાબત ભાષણ કીધું હતું. એ વખતે અત્રેના ઠાકોર સાહેબ પણ હતા.

અત્રેની લાઈબ્રેરીમાં એમણે કીમતી બક્ષીશ કીધી છે. ઘણાં પુસ્તકોનો ભાગ એમના તરફથી મળ્યો છે. પો-

તાના ખાનગી ન્યુસપેપરો આપતા તથા લાઈબ્રેરીના "પેટ્રન" હતા.

મ્યુનિસીપાલ ખાતું એમના વખતમાં ઉદય પામ્યું છે. ઠેકાણે ઠેકાણે વિલાયતી નકસીદાર રંગીત થાંભલામાં આઠ ખાપના ભભકાદાર ફાનસગાં કેરોસીનથી રોશની થતી હતી. કર, જકાત કાંઈ પણ વધારે નહિ હતા.

સંદેશા મોકલવાને લીંબડીથી સાતગાઉ વઢવાણ જવું પડતું હતું, (લોકોને), સબબ અત્રે તારઓફીસ નહિ હતી. તે પરથી અત્રે એક તારઓફીસ બંધાવી આપી. વઢવાણથી લીંબડી સુધી તાર લાવવાની સરકારે મંજુરી આપી. (આજે તો ઠેઠ ધોલેરા સુધી તારલાઇન ગયેલી છે.) તે શિવાય પોસ્ટ ઓફીસ અને સિપાઇઓને સારૂ શેહેરમાં વિલાયતી ફેશનની ગેટો બંધાવી આપી હતી. કારણ-ચોર, લુચ્ચા ને ગંડીયા વિગેરેનો જાપતો રાખવાને પોલીસથી વધારે બની આવે. આ શિવાય ઠાકોર સાહેબને વાસ્તે એક સુશોભિત મેહેલ બંધાવી દીધો છે. એ એવો તો ભભકાદાર અને પેરીસની ઇમારતની ઢપથી બાંધ્યો છે કે તે ઘણો સરસ લાગે છે. આ ઉપરથી જણાય છે કે ભાઈ કરસનદાસને વિલાયતી રોનકવાળી ઈમારતો બંધાવવાનો શોખ બહુ હતો. શેહેરના એક ભાગમાંથી પચાસ સાઠ હાટ પડાવી નાંખ્યાં હતાં. કારણ તે ઠેકાણે તેમનો વિચાર એક સુંદીર મારકીટ બંધાવવાનો હતો. ને તે બાબતનો "પ્લાન" (નકશો) પણ તૈયાર કરાવ્યો હતો. પરંતુ માઠા ભાગ્યે તેમનું અકસ્માત મૃત્યુ થવાથી તે કામ અટકી પડ્યું.

રાજકોટના વાણીઆએ જેમ કરસનદાસને ન્યાતમાં લીધા હતા, તેમજ અત્રેના શ્રાવક વાણીઆએ ન્યાતમાં લીધા હતા. અત્રેના સંઘવીના કુટુંબમાં વિવાહ હોવાથી એક

વાર જમવા આવ્યા હતા. તે વખતે મેશ્રીની રીતે નાહી પીતાંબર પેહેરીને દેશી રીવાજ મુજબ પાટલા પર થાળી મેલીને ઘણા વાણીઆઓ સાથે જમ્યા હતા.

શેઠ કરસનદાસ પોતાના બગીચામાં સવારસાંજ એક દ્રાક્ષના માંડવાની કરેલી બેઠક નીચે પોતાની સ્ત્રી તથા છોકરાંઓ સાથે સુંદર રંગીત બેંચ ઉપર બેસતા હતા. તેવા ખાનગી વખતમાં પણ ચોપડી અથવા વર્તમાનપત્ર હાથમાંથી મેલતા નહિ હતા.

જ્યારે આપણે તેમના મકાનમાં જઇએ ત્યારે કાંતો પુસ્તકો ગોઠવતા કે પુસ્તકો લખતા અથવા એકાગ્રચિત્તે ચોપડી ચોપાનીયાં વાંચતાં તેમને જોઈશું.

ગૃહસ્થપણાનો વિચાર તેમને જોયાથી તરત આવતો હતો. ઠેઠ મુંબાઈથી ડાક રસ્તે લુગડાં ધોવરાવીને મંગાવતા તથા મેવો વિગેરે જે અત્રે નહિ મળે તેવી ચીજ પણ એટલે છેટેથી મંગાવતા હતા.

જ્યારે પોતે માંદા પડ્યા ત્યારે દેશી તેમજ ઇંગ્રેજી શીખેલા વૈદોની સલાહ લેતા હતા. હરષનો રોગ ભયંકર ગણાતો નથી તેથી ભાઇ કરસનદાસના મનમાં પણ હું અચાનક મરણ પામીશ એમ નહિ હતું.

મરવાની બે કલાક અગાઉ અત્રેના દાક્તર જે પારસી છે તેને તથા બીજા પોતાના મિત્રોને પાસે બોલાવી કહ્યું કે 'ભાઇ મારા મરણની ક્રિયા મારા કુટુંબીઓ જે પ્રમાણે કરવા માગે તે પ્રમાણે કરવામાં તમે વાંધો લેશો મા. મારે ગુસાંઇ મહારાજોની તથા વૈશ્નવોની સાથે કાંઇ પણ વેર નથી. મેં ફક્ત તેમના અને વૈશ્નવ ધર્મ (વલ્લભી) ના ભલા સારૂ, અને સુધારા સારૂ આટલી તનમને રંજ ખેંચી છે. તેને બદલે એ લોકોએ મને સંતાપવામાં કાંઈ પણ

ખાંગી રાખી નથી. આ તેમના અપકાર માટે હું તેમને માફી આપું છઊં, તથા મારા અંતઃકરણમાં કાંઈ પણ લાવતો નથી. મારા મરણ પછવાડે તમે આ જાહેર કરજો.'

તા. ૨૮ અગસ્ટ ૧૮૭૧ના સવારના નવ વાગે ભાઇ કરસનદાસ સ્વર્ગવાસી થયા. આ વખતે લીંબડીના લોકો, હિંદુ મુશલમીન વિગરે તમામ જાતના, ઘણાજ ઉદાશ થયા હતા. જાણે પોતાનું પાસેનું એક સગું ગુજરી ગયું હોયની! આશરે ત્રણ હજાર માણસો પાયદસ્તે ગયા હતા. તે દિવસે તમામ શેહેરમાં હડતાળ પાડવામાં આવી હતી. તમામ ઠેકાણે બેચેની પથરાઈ હતી. લોકોએ શોકનો પોશાક પેહેર્યો હતો. સ્ત્રી પુરૂષોનાં ટોળાં મળીને તેમની તારીફ તથા દીલગીરી કરતાં હતાં. (આ અતિશયોક્તિ નથી.)

આજ પણ તેમનાપર એટલોજ પ્યાર બતાવેછે. એક ન્હાના છોકરાને પુછશો તે પણ તેને સંભારતાં જણાશે."

રાજકાજ અને ઇન્સાફને જોઈતો વખત આપ્યા કેડે બાકીનો કાળ ખુશામતીઆનાં જૂઠાં વખાણ સાંભળવામાં, ગપ્પો મારવામાં, અને આળસમાં ગુમાવ્યાને બદલે પુસ્તકો વાંચવામાં કરસનદાસ કાઢતા એ ઉપલા સાક્ષીથી જણાય છે અજ્ઞાન રાજા અજ્ઞાન ખવાસોની સોબતથી ખરાબ થાયછે, તેમ વખાણના અને ધનના લોભી કારભારીઓ ખુશામતીઆ અને લાંચીઆના સંગથી બગડે છે. એમની મુલાકત અને વાતોનું યથાર્થ વર્ણન લખાય તો બેશક રમુજી તથાપિ પરિણામે ખેદકારક લાગે. પોતાની નવરાસનો વખત કરસનદાસે લોકને ઉપયોગી થાય તેવા કામમાં ગાળ્યો. એ વેળામાં તેણે "નિબંધમાળા" નામે પોતાના છેલ્લા પુસ્તકની ગોઠવણ કરી. આ ચોપડીની પ્રસ્તાવના એમણે લીંબડી મધ્યે સને ૧૮૭૦ના નવેમ્બર માસમાં લખી તેપરથી

થી, તથા એના નામ પૃષ્ઠ ઉપરથી જણાય છે કે આ પહેલો ભાગ હતો. બીજો ભાગ મને મળ્યો નથી. હું ધારૂંછું કે એકાએક મૃત્યુ થયાથી તે કરવાનો એમને વખત મળ્યો નહિ. પાછલા વખતમાં એમણે વર્ત્તમાન પત્રોમાં અને માસિક ગ્રંથોમાં, અને ચોપાનિયામાં લખાણ કરેલાં તેમાંથી તારવી કાઢી અને સુધારી જેમ "સંસાર સુખ" અને "કુટુંબ મિત્ર" પ્રગટ કર્યો તેમજ આ "નિબંધમાળા" કરી. "વર્ત્તમાન પત્રોમાં કરેલું લખાણ પુસ્તકની પંક્તિમાં ઉભી શકે નહિ તે છતાં," ઉપલાં ત્રણ પુસ્તકો તેઓ ઉપરથી બનાવ્યાં. આ વાક્ય કરસનદાસની નમ્રતા દેખાડે છે. મને તો એ ત્રણે પુસ્તક સારાં લાગે છે. એમનું વર્ત્તમાન પત્રોમાં અને ચોપાનિયામાં કરેલું લખાણ એમનાં પુસ્તકનાં લખાણથી ઉતરતી જાતનું નથી. ગૂજરાતી ભાષાનો વધારે અભ્યાસ કરવાથી, અને કાઠીઆવાડમાં રહેવાથી એમની ભાષા સુધરી, એટલે પ્રથમનાં લખાણમાં સુધારો કરવો પડ્યો, પણ તેનો ભાર વર્ત્તમાન પત્રને માથે મૂકાય નહિ. આપણા લોકની ઘણીક સંસારી અને ધર્મની બાબતોનું આબેહુબ બ્યાન અને તે ઉપર પોતાના વિચાર જણાવ્યા છે. એના સમયમાં લોકની હાલત કેવી હતી તે જોવાને આવતા જમાનાના લોકને એ પુસ્તકો દર્પણ છે. ગૂજરાતી વર્ત્તમાન પત્રોની ભાષા, તેનાં લખાણ અને તેના એડિટરોની અવસ્થા કેવી હતી તે "નિબંધમાળા" ને ૬૫ મે, અને ૮૯ મે તથા "કુટુંબ મિત્રને" પાને ૯૩ થી ૯૯ સુધી વાંચેથી જણાશે. સારી કેળવણીવાળા, સુવિચાર અને સદ્ગુણવાળા યોગ્ય અધિપતિઓની હજી ઘણી ખોટ છે. નિબંધમાળાના ૧૦૪ વિષયો તેમના જન્મ કાળને અનુક્રમે ગોઠવ્યાં છે. સને ૧૮૬૦ના જૂન સુધી આવી પહોંચ્યા છે.

બીજો ભાગ તૈયાર કરવા જીવ્યા હોત તો કેવું સારૂં થાત!

બ્રાહ્મણ, વાણીઆ વગેરે જ્ઞાતિઓમાં વિધવાને ફરી પરણવાની મના છે તે ગેરવાજબી છે; એથી ગર્ભપાત અને બાળહત્યા થાયછે; વળી હિંદુશાસ્ત્રમાં તેમને પુનર્વિવાહ કરવાની રજા છે. માટે એ બંધી ન્યાય, વિવેક, અને શાસ્ત્ર વિરૂદ્ધ છે, એવો અભિપ્રાય કરસનદાસ અને તેના સુધારાવાળા ભાઈબંધોનો હોવાથી તેઓ વિધવા પુનર્લગ્ન થયલું જોવાને ઈચ્છતા હતા. પ્રથમ તેમને મુંબાઇમાં દીવાળી નામે રાંડીરાંડ ગરીબ બ્રાહ્મણી મળી. તેને માટે જેમ તેમ કરી ફોસલાવી પટાવી કોઈ ગંડુ બ્રાહ્મણને ઉભો કર્યો. એમ મુંબાઇના ગૂજરાતી બ્રાહ્મણોમાં પહેલવહેલો પુનર્વિવાહ થયો, પરણનાર જોડું સુખી થયું નહિ, ને પરણાવનારા પછી દિલગીર થયા. પેલો ગંડુ બ્રાહ્મણ સમજયો હતો કે હવે મારે બેઠા ખાવાનું અને મોજ મારવાનું છે. તેને પરણાવનારા કહે એ તારી ભૂલ છે. તું ઉદ્યોગ કરવા રાજી હોય તો અમે તને છાપખાનામાં નોકરી અપાવીએ. તે આદમી કહે મારે મહેનત કરવી હોત તો નાત જાતથી દૂર રહી આ કામ શાને કરત? થોડા વખત સૂધી તો ચાંલ્લામાં આવેલાં નાણાં ખરચી ખાધાં. ખરચી ખૂટી એટલે બિચારી બાઈને ધીબોવવા લાગ્યો. બાઇ પરણાવનારને ઘેર આવી રડે. પેલા આદમીએ તેને કાઢી મૂકી, ને પોતે પાછો નાતમાં ભળ્યો. એમ આ કામ ખેદકારક થયું. અનુભવ વગર એવી ભૂલ થાય તેમાં નવાઈ નથી. એથી લોકમાં હાંસી થઇ, પણ ચેતવણી મળી કે હવે પછી જોઇ વિચારીને કામ કરવું. આ કામમાં પહેલી વાર ફતેહ ન મળવાથી સુધારાવાળા ના ઉમેદ ન થયા. કામ સારૂં જાણી મંડયા રહ્યા. કરસનદાસની બદલી લીંબડી થયા પછી સારો લાગહાથ આ

ર્યા. થોડા દહાડાની રજા લેઈ તેઓ એકાએક મુંબાઈ ગયા. જતી વખતે મારે ઘેર ઉતર્યા, પણ શા કામે મુંબાઇ જવું થયું તે કહ્યું નહિ. ગુપ્ત રાખવાની જરૂર પણ હતી. મુંબાઈ જઈને મોટું કામ કર્યું. વાણીઆમાં પહેલું પુનર્લગ્ન કરવાનું માન બાઈ ધનકોરને છે. કપોળ વાણીઆના મુખ્ય શેઠ અને મુંબાઇના નગરશેઠના ઘરની એ કન્યા બિચારી પરણ્યા પછી થોડા વખતમાં વિધવા થઈ. આથી તેને પરિતાપ ઘણો થયો. મોટા વૈભવમાં ઉછરેલી તેને એકદમ વેરાગણ થઇ જવું કેમ ગમે? ગમે કે નહિ પણ અન્યાયી અને નિર્દય રૂઢીએ તેને વૈરાગ્ય પાળવાની જરૂર પાડી. બળાત્કારે વૈરાગ્ય આવતો નથી. ૬૦ અને ૭૦ વરસના ડોસાને સંસાર ભોગવવાનું મન થાયછે તો બાળકી ધનકોરને કેમ ન થાય? બીજી છોડીઓને અને સ્ત્રીઓને સુંદર શણગાર અને વસ્ત્ર પહેરી મહાલતી જોઈ તેનો જીવ બળે. હૈયાશોકથી બાપડી દુબળી થઈ ગઇ. અન્ન ભાવે નહિ, તેથી કેટલાક વખત સુધી નિત્ય પૈસાના દહીંને આધારે જીવી. એની મા પણ બિચારી વિધવા થઈ હતી. તેનો જીવ એને જોઈને દાઝે. વગર અપરાધે સજા ભોગવતી ધનકોરને જોઇ સૌને દયા આવે, પરંતુ ક્રૂર રૂઢીના એ શિકારને કોઇ છોડાવે નહિ. શેઠ માધવદાસ રૂઘનાથદાસ નામે એની નાતના આબરૂદાર અને સુજ્ઞ વિચારના વેપારીને એ દુઃખી અબળા ઉપર દયા આવી. દયાથી પ્રીતિ ઉત્પન્ન થાયછે. શેઠ માધવદાસની સ્ત્રી ગુજરી ગઈ હતી, પરંતુ તેને કુંવારી કન્યા મળવામાં જરાએ હરકત નહતી. એ ભાઈ કરસનદાસ મુળજીના દિલોજાન દોસ્ત હતા. અને વિધવા પુનર્વિવાહના વાજબીપણા વિષે તેમની પાકી ખાતરી હતી. જે વિપત્તિ પડે તે સહીઆ વિધવાને બંધનમાંથી છોડાવવાનું મોટું કામ એમ-

ણે પોતાના મિત્ર કરસનદાસની સલાહથી માથે લીધું. પ્રથમતો વિધવાએ પુનર્લગ્ન કરવામાં દોષ નથી એની સમજણ પાડી આ નરે ધનકોરનું મન મનાવ્યું. આ કામમાં મદદ કરવાને કરસનદાસ લીંબડીથી મુંબાઈ આવ્યા. એમણે પોલીસનો ગુપ્ત બંદોબસ્ત કર્યો કે હુલ્લડ ન થાય. જુક્તિથી ધનકોરને લગ્ન કરવાને સ્થળે કોઇ ન જાણે તેમ આણી તથા ઝટપટ સુધારાના સાથીઓને ભેળા કર્યા. એમ વિઘ્ન થવાનાં કારણ દૂર કરી છચોક એ જોડાને પરણાવ્યું.

મોટા માનવંતા ઘરની વિધવાના આબરૂદાર ગૃહસ્થ વેરે પુનર્લગ્ન થવાથી મુંબાઈના વાણીઆમાં હાહાકાર થયો, કપોળજ્ઞાતિમાં દિલગીરી અને ગુસ્સો વ્યાપ્યાં, અને પરણનારનાં સગાંવહાલાંમાં કલાહપીટ થઇ રહી. ક્રોધના આવેશમાં કોઈ દુશ્મને કરસનદાસને માર્ગમાં રોકી મારવાને મારા મોકલ્યા. આ દુષ્ટ ઇરાદાની સૂચના તેને સુભાગ્યે આગળથી થવાથી તે રસ્તે જતાં પોતાની જોડે સારા પારસી મિત્રને રાખ્યા હતા. શહેરમાંથી વાલકેશ્વર જતાં રસ્તામાં એ મારા મળ્યા, પણ તેમણે ડરથી કે બીજા કારણથી પોતાની ધારણા અમલમાં આણી નહિ, તેથી કરસનદાસ ક્ષેમકુશળ પોતાને ઉતારે પોંહોંતા. આ શુભ કામ પાર પાડી એઓ પાછા લીંબડી ગયા. એમના જન્મારાનું છેલ્લું મોટું કામ આ હતું.

આ રૂડા જોડાને હિમ્મત અને સલાહ આપવાને કરસનદાસે લીંબડીથી કાગળો લખ્યા. તેમાંના કેટલાક અહીં પ્રગટ કરૂંછું. લગ્ન થયા પછી નાતે એમની જોડે રીસાઈને બધો વહેવાર બંધ કર્યો. આ સંકટમાં કોઈ ગતલબીઆએ નાતના આગેવાનો ઉપર ફોજદારી કરવાની સલાહ આપી. તે પ્રમાણે શેઠ માધવદાસે ફોજદારી કરી, પણ તેથી કાંઈ

વળ્યું નહિ.

"પ્યારા ભાઈ માધવદાસ—

બ્રેસ્પતવારે રાતે નિકળેલા શનીવારે સવારના ૧૧ વાગને લીંબડી સલામત પોહોંચ્યા છઇએ. અમે નિકળ્યા પછીના કંઇ સમાચાર હોય તો તે જરૂર લખજો. અમારો જીવ વળગી રહ્યો છે. તમારાથી લખવા ન બને તો ધનકોરબાઈ પાસે લખાવજો. અમારા રૂપીઆ તમે જમે કર્યા હશે. ગામમાં રહેવા ગયા કે નહિ તે લખજો. નાત અથવા મહાજન એકઠું થશે કે નહિ અથવા તે લોકો શું કરવા ધારે છે તે પણ લખજો. તેમજ શેઠ મંગળદાસ કેવી રીતે વરતે છે તે પણ જણાવજો. ને બીજું કંઈ બોલાતું અથવા સંભળાતું હોય તે લખજો. જેવી હીંમતથી કામ કર્યું છે તેવીજ હીંમત છેવટ સુધી રાખજો. ધનકોરબાઈને પ્યારથી અને તજવીજથી રાખજો. એમનું કોઇ વાતે મન કચવાવશો મા. એમની હીંમત અને ચતુરાઈ માટે તમે જે કરશો તેટલું થોડું છે. અમારા ઘરમાં સૌ સારી પેઠે છે. ધનકોરની હીંમતથી ઘણા અજબ થયા છે. આ સાથે ધનકોરબાઈ ઉપર જૂદો પત્ર લખ્યો છે તે વંચાવજો. હાલ એજ.

લીંબડી તા. ૮મી મે સોમવાર લી. કરસનદાસ મુળજી.

---

પ્યારાં બાઈ ધનકોર— સોમવાર લીંબડી.

ઉપરના કાગળથી અમારા પુગવાના સમાચાર જાણશો. ધીરજ અને હીંમતથી રેહેજો. કોઈ વાતે ગભરાશો મા. નિકળતી વખત તમારી છાતી ભરાઇ આવી તે જોઇ મારી પણ ભરાઈ આવી, પણ સરકારી ચાકરી માટે ટાઇમસર હાજર થવું જોઇએ. નહિ તો જરૂર હું એકાદ મહીનો રેહેત. પણ મારા વગર ગભરાશો મા. માધવદાસ તમને

કોઈ વાતે દુખવશે નહિ; તેમજ બીજા મિત્રો તમને સલાહ અને સબુરી આપશે. તમારી હીંમત અને ચતુરાઈ માટે હું તમને ખરા અંતઃકરણથી ચાહું છઉં, અને હવેથી તમો ધણીધણીઆણીના સુખ દુઃખમાં મારો ભાગ છે એમ ખાતરીથી જાણજો. આપણી વચ્ચે જે નવો સંબંધ બંધાયો તે હવે પરમેશ્વર કરશે તો કોઇ કાળે આ દુનિયામાં છૂટશે નહિ, અને એવો પણ વખત આવશે કે જયારે આપણે ભેગા રેહેશું અને બાકીની જીંદગી પુરી કરશુ. તમારા ધણીની રજા લઈને કાગળ લખતાં રેહેજો. તમારા કાગળથી સંતોષ ઉપજશે. વધારે લખી શકતો નથી. ગોમીને હેતથી બોલાવજો.

કરસનદાસ મુળજી.

---

લીંબડી તા. મે ૧૮૭૧. સોમવાર.

**પ્યારા ભાઈ માધવદાસ તથા પ્યારાં બાઈ ધનકોર—**

તમારો કાગળ એક ગયા બુધવારનો લખેલો પોહોંચ્યો છે. તથા ધનકોર બાઇનો સુકરવારનો લખેલો પોહોંચ્યો છે. તમે હીંમત ભરેલી ખુશીમાં છો તે જાણી મને ઘણો સંતોષ થયો છે. જે બને તેના સમાચાર જરૂર લખતા રેહેશો; આળસ કરશો મા, કેમકે એવી બાબત બીજો કોઈ લખનાર નથી. બીજું સોનાની બંગડી ભાઇ ઠાકરસીની અમે લાવ્યા હતા તે પાછી મોકલી હશે અગર નહિ મોકલી હોય તો મોકલી તેની પોહોંચનો જવાબ મંગાવી અમને બીડજો. અમારી તરફના ચાંદલાની બંગડી શેઠ લખમીદાસને કરવા કહેલ છે તે આપે તો કબૂલ રાખશો એવી આશા છે. આ સાથે અમોએ કબૂલ કરેલો ફોટોગ્રાફ અમારી ધણીઆણીનો મોકલ્યો છે, તેમજ મારો ફોટોગ્રાફ ત-

મને આપ્યો તે સારો ન હોવાથી બીજો મોકલ્યો છે. તમે બંનેના ફોટોગ્રાફ પડાવી જરૂર મોકલજોજી.

બીજું અમારા ભાણેજ કેસવદાસના ઓચરીઆ ભાઇ મુળજી ઠાકરસીને આપી આવ્યા છઈએ તેનું શું થયું તે તજવીજ કરી જવાબ લખજોજી. મુળજીભાઇ કાગળ લખવામાં આળસુ છે માટે તમે ચીવટ રાખી જેવો હોય તેવો ખુલ્લાસો લખજોજી.

**લી. કરસનદાસ મુળજી.**

---

આના પછી કેટલાક કાગળો ભાઈ માધવદાસ રૂઘનાથદાસ ઉપર લખેલા છે; પરંતુ તેઓને પ્રગટ કરવાનો સમય હજી આવ્યો નથી. સને ૧૮૭૧ના મે માસમાં ભાઇ માધવદાસે કપોળ જ્ઞાતિના નાયકો ઉપર મુંબાઇના મુખ્ય માજિસ્ત્રેટની કોર્ટમાં ફોજદારી કરી તેના સંબંધમાં કરસનદાસ મુળજીના એ પત્રો છે. એમાં કપટીનાં કાવતરાં સંબંધી છે તે હાલ જાહેર થઇ શકે તેમ નથી, કેટલાંક વરસ પછી થઇ શકશે. કરસનદાસ મુળજીની પણ કેટલીક શીખામણ યોગ્ય નથી.

કરસનદાસને હરસનો રોગ ઘણાં વરસથી હતો. ઈગ્લાંડ ગયાની પહેલાં પણ વખતે વખતે મસામાંથી ઝાડાની વાટે લોહી નીકળતું. ઈગ્લાંડમાં એ આજાર બંધ પડ્યો, પણ સ્વદેશ આવ્યા પછી તેણે ફરીને દેખાવ દીધો. લીંબડીમાં આવ્યા પછી એનું જોર વધ્યું. સને ૧૮૭૧ના આગષ્ટ માસમાં વધારે લોહી જવા લાગ્યું ને તેથી નબળાઇ વધારે થઇ. દરબાર તરફના દવાખાનાના દાકતર પેસ્તનજી જમસેદજીએ પોતાથી બને તેટલા ઉપાય કર્યા, અને દેશી વૈદ્યોનું ઓસડ પણ કરસનદાસે અજમાવ્યું એવી મને ખ-

ખબર મળી છે. પરંતુ કશાથી રોગને શેહ લાગી નહિ. લોહી બહુ પડ્યું; અંદરથી સોજો આવ્યો, અન્ન ઉપર રૂચિ રહી નહિ ને ઊઠવાની શક્તિ ગઇ. આગળ કેટલીકવાર મી. પેસ્તનજીની દવાથી ફેર પડ્યો હતો, પણ આ વેળા તેમ ન થવાથી બિમારીનું તથા કરેલા ઉપચારનું વિગતવાર વર્ણન લખાવી કરસનદાસે મુંબાઈના દાકતર આત્મારામ પાન્ડુરંગ ઉપર મોકલ્યું, અને એક કાગળ પોતાના મિત્ર શેઠ સોરાબજી શાપુરજી બંગાળી ઉપર તા. ૧લી આગસ્ટે લખ્યો. એ અંગ્રેજીમાં પેન્સિલે લખેલો છે. એપરથી જણાય છે કે આ મંદવાડ કારી છે એવું પોતે ચેત્યા હતા. કરૂણા ઉપજાવે એવા વચનમાં કરસનદાસ લખે છે કે "પરમેશ્વરની ખુશી મને તેની હજુરમાં બોલાવી લેવાની હશે તો મને નક્કી છે કે તમે મારા કુટુંબને સંભાળશો. તેમની જ્ઞાતિ સંબંધી અડચણો દૂર કરવાનું કામ પણ હું તમને સોંપુછું. પરમેશ્વર તમને એમાં સાહે કરશે. મારી શરીરની નબળાઇ ઉપર નજર કરી આમ લખવું પડેછે." પુનર્વિવાહના સબબથી પોતાના મિત્ર માધવદાસને વેપારમાં નાણા સંબંધી હરકત પડવાનો સંભવ જણાયાથી કરસનદાસે તેમને રૂ ૪૦૦૦) ધીર્યા હતા તે પોતાની સ્ત્રીને માટે પાછા લેવાની અરજ પણ એ કાગળમાં છે.

દાકતર આત્મારામ તો આવી શક્યા નહિ, પણ તેમણે અને ઑનરેબલ શેઠ સોરાબજીએ મળી કાબિલ દાકતર પાન્ડુરંગ ગોપાળને મોકલ્યા. એઓ શેઠ સોરાબજીનું પત્ર લઈ અમદાવાદમાં મારે ઘેર આવ્યા ત્યારે મને કરસનદાસના મંદવાડની ખબર થઇ. ચોમાસાના દિવસ હતા, અને વઢવાણ સુધી રેલવે એ વેળા ન હોવાથી જવાની અડચણ ઘણી હતી. મિયાનો કરી દાકતરને તાકીદથી લીંબ-

ડી પહોંચાડયા. પણ અફસોસ! ઘડી ભરાઈ ગઇ હતી તેથી એમનો હુનર મોતને ખાળી શકયો નહિ. એમના પોહોંચ્યા પહેલાં અંદરનો ભાગ પાક્વાથી પરૂ એટલું પસર્યું હતું કે તેથી કરસનદાસ છેક નિર્ગત થઇ ગયા હતા. નાડી એટલી ધીમી ચાલતી હતી કે તેનું ધડકવું ગણાય નહિ. ચામડી પીળચટી જણાતી હતી, ને વાત કરવી કઠણ પડતી હતી. મુંબાઇથી આવેલા દાકતરને જોઇ કરસનદાસને જરા હિમ્મત આવી. જાગૃત થઇ તેની જોડે વાત કરવા લાગ્યા. દાક્તર પાન્ડુરંગને જણાયું કે ઉપાય ચાલવાના નથી અને કરસનદાસની જીંદગી બચાવી નહિ શકાય, તથાપિ એ વાત તેમને કહેવાય નહિ. તેમને ધીરજ અને આશા આપ્યાં, પણ કરસનદાસ સમજુ પુરૂષ હતા. અંતકાળ પાસે છે એમ જાણી તેણે લીંબડીના પારસી દાકતરને તથા કેટલાક મિત્રને પાસે બોલાવી કહ્યું કે "ભાઇ મારા મરણની ક્રિયા મારાં સગાં જે પ્રમાણે કરવા માગે તે પ્રમાણે કરવામાં તમે વાંધો લેશો મા. મારે ગુસાંઇ મહારાજોની તથા વૈષ્ણવો સાથે કાંઇ પણ વેર નથી. મેં તેમના ભલા સારૂ તથા સુધારા સારૂ મહેનત કરી. મારા સામાવાળીઆને હું માફ કરૂંછું. મારા મરણ પછવાડે આ તમે જાહેર કરજો." એ પ્રમાણે લીંબડીથી લખેલા એક પત્રમાં છે. દાકતર પાન્ડુરંગે મને લખ્યું છે કે, જે દહાડે તેઓ લીંબડી પહોંચ્યા તે દહાડે સાંજરે કરસનદાસને પોતાની તબીએત વધારે બગડેલી જણાયાથી મને પોતાની પાસે બોલાવી કહ્યું કે "મેં મારૂં વસિયતનામું (વીલ) કર્યું છે, અને મારી મિલકત સંબંધી ઠરાવ કર્યા છે. હવે હું એટલું ઇચ્છું છું કે મારા મિત્રોને મારી છેલ્લી સલામ કહેજો હું ધારૂં છું કે મેં મારા ઓછા જ્ઞાનવાળા દેશી ભાઇઓ પ્રતિ મારી

ફરજ બજાવી છે. એમ કરવામાં મેં કોઇને મારા દુશ્મન કર્યા તો તેમ કરવાનો મારો હેતુ નહોતો. સારૂં અને પરોપકારી કામ કરતાં તેમ થયું. એ માટે હું પરમેશ્વર પાસે જ્ઞાન અને દયા માગું છું. મારા મિત્ર અને શત્રુ બેઉને માટે હું પ્રાર્થના કરૂં છું કે તેમના ઉપર કૃપા કરે." એટલું બોલી તેણે પોતાની નારીને નજીક તેડી, ચિંતાતુર દૃષ્ટિએ તેને નિહાળી, અને છેલ્લા આશીર્વાદ દીધા. ત્યારપછી ભાન રહ્યું નહિ; સનેપાત થયો. મધરાતે તે સમ્યો ને અચેત શાંતિ થઇ. બીજે દહાડે સવારે (તા. ૨૮મી આગષ્ટ ૧૮૭૧) તેમનો પ્રાણ ગયો.

એમ પોતાની ઉમરના ૩૯ મા વરસમાં (૩૮ વરસ એક માસ ને બે દિવસે) આ ઉત્તમ કપોળ કરસનદાસ મુળજીનો પવિત્ર આત્મા આ ક્ષણિક દુનિયા છોડી પોતાના કિરતારને શરણે ગયો. એના આત્માને પવિત્ર કહેવાનું કારણ એ કે એણે મુંબાઈમાં કે હરકોઈ બીજે ઠેકાણે કુકર્મ કરેલાં જાણ્યાં કે સાંભળ્યાં નથી. એમને વિષે કોઇ અનીતિનો આરોપ એના વેરીઓએ પણ મૂકેલો મને સાંભરતો નથી. કાઠીઆવાડમાં રાજકારભાર હાથ આવ્યા પછી ધનાદિકની લાલચ ઘણી છતાં એઓ ચોખ્ખા રહ્યા એ મોટી શાબાશી છે. એમના રૂડા સ્વભાવ અને ગુણોનું વર્ણન આ પુસ્તકમાં પ્રસંગોપાત આવી ગયુંછે માટે ફરી કરતો નથી. એમના મરણની ખબર થતાં આખું લીંબડી ગામ શોક કરવા લાગ્યું. એ માઠા સમાચાર ફેલાતા ગયા તેની જોડે દિલગીરી ફેલાતી ગઇ. કાઠીઆવાડના પોલિટિકલ એજંટે, તથા સરકારે ખેદ જણાવી એને માન આપ્યું.

---

## જાહેરનામું.

"લીંબડીના સ્પેશીયલ આસીસ્ટંટ સાહેબ આજમ કરસનદાસ મુળજી આજ સવારના નવ વાગતાં સ્વર્ગવાસ થયા એવી ખબર તાર મારફતે આવતાં અમે ઘણાજ દીલગીર થયા છઇએ.

આ બહાદુર અમલદાર આ પ્રાંતમાં આવ્યા પછી તેમને જે જે કામો સોંપવામાં આવેલાં તે એવી ખબરદારી તથા દીલ્લોજાનપણાથી તેમણે બજાવ્યાંછે કે, તેમના ઉપરીઓની તેમણે પ્રસંતા મેળવીછે. સંસારી બાબતમાં તેમના મલતાવડા ગુણ તથા કાઠીયાવાડમાં તમામ જાતના દેશી લોકો જે વખાણ તથા પ્રીતી તેમના તરફ બતાવતા તે વાતથી તેમની યાદગીરી ચીરંકાળ રેહેવાની.

સુધારાના સાથી તરીકે તેમણે કરેલાં કામ પ્રખ્યાત છે. તેમના ગુજરવાથી સરકારને એક હોંસીલા અમલદારની ખામી પડીછે. નાની ઉમરમાં તેમનું મૃત્યુ થવાથી તેમના દોસ્તો તથા અમે અફસોસી કરીએ છઈયે.

તેમની યાદગારીના માન દાખલ આજનો દિવસ તમામ કચેરીઓ બંધ કરવાનો અમે હુકમ કરીએ છઇએ.

કાઠીયાવાડ પોલીટીકલ એજંશી.
તા. ૨૮મી આગષ્ટ સને
૧૮૭૧ ઇસ્વી.

ડબલ્યુ. ડબલ્યુ.
આંડરસન.
પોલીટીકલ એજંટ.

આ માઠા સમાચાર મુંબાઇ સરકારને પહોંચતાં તેમણે પણ ગવર્નમેંટ ગઝેટમાં શોકનું જાહેરનામું પ્રગટ કર્યું. એ આ પુસ્તકના ઈંગ્રેજી ભાગમાં દાખલ કર્યું છે.

આ પ્રખ્યાત સુધારાવાળાના અકાળ મૃત્યુથી વર્તમાનપત્રોએ દિલગીરી જણાવી અને પોતાના દેશનું ભલું ઇચ્છનારા ખાનગી ગૃહસ્થો તેમાં સામિલ થયા. એમના અ-

નાથ છોકરા, અને વિધવા નારી પોતાના પ્યારાને લીંબડીમાં મૂકીને મુંબાઈ જવાને અમદાવાદ આવ્યાં તેવારે એમનાં દયામણું મુખ જોઇને મારૂં હૈયું ભરાઇ આવ્યું. લીંબડીની સુંદર વાડી, બંગલો, બે ઘોડાની બગી, સાહેબી, અને રાજ વૈભવ મૂકી મુંબાઇના કોઈ માળામાં રહેવાને, અને નાતમાં પાછાં પેસવાને અજ્ઞાન અને નીચ બુદ્ધિના જડસા માણુસોની પગશી કરવાને, જે બહાદુર નર પોતાનો ટેક કદી છોડે નહિ તેની નારી અને તેનાં બાળકને, જતાં જોઇ મારૂં દિલ બહુ દાઝયું. મુંબાઇથી એક મિત્ર એમના પરિવાર વિષે લખેછે કે—

"આપના તરફથી આજ રોજ પત્ર આવ્યો તે પોહોંચ્યો છે તે વાંચી સમાચાર જાણ્યા. ભાઈ કરસનદાસને ત્રીજી વખતની અસ્ત્રી તેને પહેલવહેલો એક છોકરીનો જન્મ થયો હતો તે છોકરી વરસ ત્રણની થઇ ને મહારાજ લાઇબલ કેશ પુરો થયો ત્યાર પછી ગુજરી ગઇ. ત્યારબાદ એક છોકરો અવતરયો. ભાઇ કરસનદાસ ઈંગ્લાંડ ગયા તે પછી તે છોકરો માસ આડેકનો થઇને અત્રે ગુજરી ગયો. ત્યારબાદ ભાઇ કરસનદાસને બીજા ચાર છોકરા જૂદી જૂદી વખતે થયા, અને તે ચારે છોકરા ભાઇ કરસનદાસ સ્વર્ગવાસ થયા ત્યારે હયાત હતા, ને હાલ પણ છે. ભાઇ કરસનદાસ ગુજરી ગયા તે વખત તેમની અસ્ત્રીને ગર્ભ હતો, તે કરસનદાસના ગુજરી ગયા પછી તે છોકરી અવતરી અને તે છોકરી હાલમાં પણ હયાત છે. લીંબડીના રાજ તરફથી કાંઇ બંદોબસ્ત થયો હોય એવી વાતો ચાલતી હતી. પણ કાંઇ થયું હોય એવું મારા જાણુવામાં નથી આવ્યું. તેમજ શેઠ સોરાબજી પણ એ વિષે કાંઈ જાણુતા નથી, પણ શેઠ મજકુર કહેછે કે ભાઇ કરસ-

નદાસના સેક્રેટરી ભાઈ ભગવાનલાલને પુછવાથી માલુમ પડશે. ભાઇ કરસનદાસની અસ્ત્રી તેમના મરણ પછી મુંબાઇ માસ એક થએથી આવ્યાં, અને અત્રે વરસ એકથી તે વરસ દોઢ સુધી નાતમાં દાખલ થવા સારૂ ઘણીક મેહેનત કરી પણ કાંઇ વળ્યું નહિ. પછી ભાઈ કરસનદાસની અસ્ત્રીએ શેઠ સોરાબજીને નાતમાં દાખલ થવા સારૂ અતીશે કંટાળો આપવા માંડયો તેથી શેઠ સોરાબજી સાપુરજી બંગાળી તથા શેઠ ડોસાભાઇ ફરામજી કડાકા બે જણ મળી અત્રેના માઝન શેઠ ગોપાળદાસ માધવદાસની પાસે ગયા અને તેમને ઉપલા પારસી ગ્રહસ્થોએ સમજાવ્યું. માટે ઉપલા બંને શેઠીઆઓની સરમ ન છંડાઈ તેથી માઝનના શેઠે ભાઈ કરસનદાસના કુટુંબને નાતમાં દાખલ કરવાને કબુલત આપી, અને ત્યારબાદ કેટલીએક ભાંજગડે ભાઈ કરસનદાસના કુટુંબને દેશુદ્ધ પ્રાચીત કરવાની તથા દંડની સજા કરીને નાતમાં દાખલ કીધાં. ભાઇ કરસનદાસના મરણ વખતે તેમની સ્ત્રીની ઉમર પચીસથી તે છવીસ વરસની હતી અને વડા છોકરાની ઉમર તે વખત સાત વરસની હતી, સઉથી નાના છોકરાની ઉમર તે વખત વરસ એકથી સવા વરસની હતી.”

નાતની બાબત આનરેબલ શેઠ સોરાબજી, સી. આઈ. ઇ. લખેછે કે કરસનદાસની મરતી વખતની ઈચ્છા પાર પાડવામાં તેને જસ મળ્યો તેને માટે તેઓ શેઠ ગોપાળદાસ માધવદાસના આભારી છે. પોતાના દોસ્ત મી. ડોસાભાઇ કરાકાને લેઈ તેઓ મુંબાઇના મહાજનના શેઠને આ વિષે વિનંતી કરવા ગયા તેવારે તે શેઠે કરસનદાસના કબિલાને નાતમાં દાખલ કરવાનું વચન આપ્યું તે કેટલુંક જોખમ વેઠીને તેમણે પાળ્યું. જૂના વિચારના છતાં બીજા

સુધારાનું ડોળ ધરાવનારા હિચકારાઓ કરતાં આ કામમાં શેઠ માધવદાસે હિમ્મત દેખાડી પોતાની જીભે બોલેલા બોલ ખરા પાડી માન મેળવ્યું.

જે પુરૂષે સ્વજાતિ અને સ્વધર્મી લોકમાં થતો દુરાચાર દૂર કરવાને અને સ્વદેશનું ભલું કરવાને ઘણી કાળજી રાખી અને ઘણો શ્રમ વેઠયો તેની યાદગીરી રાખવી યોગ્ય છે, એવું કેટલાક સદ્‌ગૃહસ્થોનાં ધ્યાનમાં આવ્યાથી તેમણે કરસનદાસ મુળજીની યાદગીરીને માટે વિચાર કરવાને તથા ઉઘરાણું કરવાને કમિટી કરી. એ કમિટીના પ્રમુખ શેઠ લખમીદાસ ખીમજી, સેક્રેટરી શેઠ સોરાબજી શાપુરજી બંગાળી, સી. આઈ. ઈ. અને ખજાનચી ઠા. મથુરાંદાસ લવજીને નીમ્યા. એ કમિટીએ ટીપ કરી તેમાં ૩૨૬૫ રૂપિઆ ભરાયા. એમાંથી ત્રણ હજારની ચાર ટકાના વ્યાજની સરકારી લોન લીધી, ને તે મુંબાઇની યુનિવર્સિટિને મોકલી કમિટીએ વિનંતિ કરી કે એમાંથી દર વરસે રૂ. ૧૦૦)નું ઈનામ નીતિ અથવા સંસાર સંબંધી જે ગ્રાજ્યુએટ સર્વોત્તમ નિબંધ ઈંગ્રેજીમાં લખે તેને આપવું. એ ઇનામ સંબંધી નિયમ ઠરાવવાનો અધિકાર સેનેટને આપ્યો. પરંતુ એ ઇનામનું નામ "કરસનદાસ મુળજી ઇનામ" પાડયું. યુનિવર્સિટિની સેનેટ સભાએ એ અરજ કબૂલ કરી.

કરસનદાસ મુળજીનું આ જન્મ ચરિત્ર લખવાને મને કેટલાંક પુસ્તકો અને લેખ મળ્યા છે તેમાંના કેટલાકમાં જૂના કવિયો અને ભાટ ચારણની ખોટી રીત પ્રમાણે કરસનદાસની અતિશયોક્તિએ સ્તુતિ કરી છે. વળી એમના મરણના શોકને માટે પણ તેવાજ પ્રકારની કવિતા છે. આ ગ્રંથમાં એને દાખલ કરવી એ મને ઠીક લાગ્યું નહિ. એ રચનારને તથા કરસનદાસ મુળજીના બીજા બધા ચહાના-

રાને મારી વિનંતિ એ છે કે, એ પુરૂષે જે કર્યું છે અને કહ્યું છે તે પ્રમાણે વર્તો, અને એના ગ્રંથોને ફરી છપાવી સોંઘે મૂલ્યે વેચો તથા નિશાળના છોકરા છોકરીઓને ઇનામમાં વહેંચો. એનાં કેટલાંક પુસ્તકો નાનાં છે, કેટલાંક મોટાં છે, ને બધાં ઉપયોગી સુબોધકારી છે. સને ૧૮૬૫માં મુંબાઇના ગવર્નર સર બાર્ટલ ફ્રેરે મુંબઈની કન્યાશાળાઓ સંબંધી ભાષણ કર્યું તેનું ભાષાંતર કરસનદાસે કર્યુંછે તે એની નાનામાં નાની ચોપડી અને ઈંગ્લાંડમાં પ્રવાસ એ એની મોટામાં મોટી ચોપડી જણાય છે. એના મિત્રોએ કે એના પુત્રોએ એના ગ્રંથો છપાવી સોંઘી કીમતે વેચવાની ગોઠવણ કરવી જોઇએ. વળી મરણ પામેલા ઉત્તમ ગ્રંથકારોના ગ્રંથો છપાવવાને મંડળી સ્થાપવી જોઈએ. મરહુમ પરોપકારી શેઠ ગોકલદાસ તેજપાલની મોટી દોલતથી જે ધર્માદા ખાતાં થયાં છે તેમાં એક બુક ફંડ હોત તો બહુ લાભકારી થાત! હજીએ કોઇ ધનાઢ્ય ગૃહસ્થ કે શ્રીમંત રાજ્યવંશી એવું કરે તો દેશને ફાયદો ઘણો થાય. ઘણા ગૃહસ્થોની મંડળી મળીને પણ એ કામ થઇ શકે. એથી વિદ્યાને તથા સુનીતિને બહુ ઉત્તેજન મળે. કરસનદાસનાં પુસ્તકો રસિક અને સુબોધકારી છે. નિશાળોમાં ઈનામ આપવાને તથા કુટુંબમાં વાંચવાને ઘણાં યોગ્ય છે. ભાષા પણ સુધારી છે. હાલ ગદ્યમાં કે પદ્યમાં પુસ્તકો પ્રગટ થાયછે તેમાંનાં થોડાંજ મા, બેન, અને દીકરીની આગળ વાંચી શકાય. અયોગ્ય શૃંગારરસથી ઘણાક ગ્રંથ બગડેલા જોવાગાં આવેછે. કરસનદાસ મુળજીનાં પુસ્તકો નિરપરાધી, હિત શિક્ષાથી ભરપૂર, અને મનોરંજક છે. એ પુસ્તકોને જીવતાં અને ફરતાં રાખવાથી કરસનદાસનું નામ અમર થશે.

પોતાના ગ્રંથો વિષે રાજકોટથી લખેલો કરસનદાસ

મુળજીનો કાગળ અહીં પ્રગટ કરવા જોગ છે. એમાં વરસની ભૂલ દેખીતી છે. સને ૧૮૬૫ માં તથા ૧૮૬૮ માં જે પુસ્તકો એમણે પ્રગટ કર્યા તે વાતની ખબર એમને ૧૮૬૨ માં પડે નહિ. ૮ ને ઠેકાણે ૨ ભૂલમાં લખાઈ ગયાછે.

રાજકોટ તા. ૧૧ નવેંબર ૧૮૬૨ (?૧૮૬૮)

**પરમસ્નેહી રાજેશ્રી મનસુખરામ ભાઈ.**

આપના પત્રનો જવાબ લખતાં વાર લાગી માટે દલગીર છઉં. રોકાણના સબબથી અવકાશ મળતો નથી. અત્રેના માહાજન વિષે ભાઇ દલપતરામે હકીકત લખી હશે તેથી વાકેફ થયા હશો. હવે અહીંના વાણીયાઓ બીન હરકતે યુરોપ જઈ શકશે, અને તે બાબત તેમની ન્યાત કંઈ પણ શિક્ષા રાજકોટ ગોંડળ વગેરેના તાલુકામાં કરનાર નથી. એ પરિણામથી સર્વ મિત્રો ખુશી થયા હશેજ, કેમકે ઇશ્વરે મારી ધીરજનો બદલો આવી સારી રીતે આપ્યો છે. ગ્રંથ પ્રગટ કરવામાં અને દેશ કલ્યાણના કામમાં આપનો ઉદ્યમ ચાલુ જોઇને મને ઘણોજ સંતોષ થાયછે. આપે મારા લખેલા તથા પ્રસીદ્ધ કરેલા પુસ્તકોની ટીપ ભાઈ દલપતરામ મારફત માગી તે પ્રમાણે આ પત્ર પાછળ ટીપ લખી મોકલી છે. તે ટીપ મધે ગુજરાતી તથા ઈંગ્રેજી કોશની બીજી આવૃતી તથા સંસાર સુખની બીજી આવૃતી છપાઈ ચુકી છે અને પંદર દાહાડામાં બાહાર પડશે માટે દાખલ કરેલ છે. યુરોપની મુસાફરી બીજી વારની છાપવાની ગોઠવણ ચાલેછે તે દાખલ કરી નથી. તેમજ બીજા એક બે પુસ્તકો છપાય છે તે દાખલ કરયા નથી. મારૂ લખાણ તમારાં ઉંચા લખાણને પુગે તેમ નથી, પણ મારી શક્તી પ્રમાણે આપણા દેશીઓની જે સેવા કરી શક્યો છ તેજ સંતોષ છે.

આજની ટપાલ સાથે મિત્ર ભાવે માત્ર મિત્રનાજ ઉપયોગ માટે ચોપાનીઆ મોકલ્યા છે તે પોહોચશે. આપનો સ્નેહ અને સમાગમ વારંવાર સાંભરે છે. અહીં તરફનું કામકાજ લખતા રહેશો. હાલ એજ વીનંતી.

લી. આપનો સ્નેહી

કરસનદાસ મુળજી.

| પુસ્તક. | વરસ. | નકલ. |
|---|---|---|
| ૧ ઈંગ્લંડમાં પ્રવાસ ગુજરાતી (બેવાર) | ૧૮૬૬–૭ | ૧૭૫૦ |
| ૨ તેજ મરાઠીમાં. ... ... ... | ૧૮૬૭ | ૭૫૦ |
| ૩ પ્રવાસ પ્રવેશક. ... ... ... | ૧૮૬૪ | ૧૦૦૦ |
| ૪ તેજ ઈંગ્રેજીમાં. ... ... ... | ૧૮૬૭ | ૫૦૦ |
| ૫ નીતિવચન બેવાર.... ... ... | ૧૮૫૯–૬૫ | ૧૦૦૦ |
| ૬ સંસાર સુખ બેવાર... ... ... | ૧૮૬૦–૬૮ | ૧૦૦૦ |
| ૭ કુટુંબ મિત્ર... ... ... ... | ૧૮૬૭ | ૫૦૦ |
| ૮ ગુજરાતી અને અંગ્રેજી કોષ બેવાર. | ૧૮૬૨–૬૮ | ૪૫૦૦ |
| ૯ માહારાજ લાઈબલ કેસનો રીપોર્ટ. | ૧૮૬૨ | ૧૫૦૦ |
| ૧૦ તેજ ઈંગ્રેજીમાં ... ... ... | ૧૮૬૨ | ૧૦૦૦ |
| ૧૧ મહારાજ વિશે ચોપાન્યુ અંગ્રેજી. | ૧૮૬૧ | ૫૦૦ |
| ૧૨ મહારાજોનો ઈતિહાસ ઈંગ્રેજી.† | ૧૮૬૫ | ૭૫૦ |
| ૧૩ વેદ ધર્મ ચોપાનીયું. .... ... | ૧૮૬૭ | ૫૦૦ |
| ૧૪ ભેટ પોથી*... ... ... ... | ૧૮૬૩ | ૫૦૦ |
| (out of print) | | |
| ૧૫ દેશાટણ નિબંધ‡... ... ... | ૧૮૬૩ | ૧૦૦૦ |
| ૧૬ નીતિ સંગ્રહ.. ... ... ... | ૧૮૫૬ | ૫૦૦ |
| ૧૭ નીતિ બોધક ત્રણ અંક ચોપાન્યુ. | ૧૮૫૭ | ૧૫૦૦ |

† માહારાજનો ઈંગરેજી ઇતિહાસ મારો લખેલ તથા રચેલ પણ ઈંગ્લાંડમાં એક ઈંગરેજ વિદ્વાને સુધારેલો."

* આવી નીશાનવાળા ચાર પુસ્તક મારા લખેલા નહિ પણ પ્રસિદ્ધ કરેલા.

| | | | |
|---|---|---|---|
| ૧૮ | રામમોહનરાય ચોપાન્યુ... | ... ૧૮૫૮ | ૭૫૦ |
| ૧૯ | વિધવાની અરજી* ચોપા૦ | ... ૧૮૬૦ | ૭૫૦ |
| ૨૦ | માહારાજ વિશે ચાબકા* ચોપા૦ | ૧૮૬૦ | ૧૦૦૦ |
| ૨૧ | સુધારો અને મહારાજ ચોપાન્યુ.... | ૧૮૬૧ | ૧૦૦૦ |
| ૨૨ | હિંદુઓનો અસલ ધર્મ કેમ ગુંથાયો*? | ૧૮૬૧ | ૧૦૦૦ |
| ૨૩ | અમુલ્ય વાણી સર બાર્ટલનું ભાષણ. | ૧૮૬૫ | ૧૦૦૦ |
| | | કુલ નકલ | ૨૪૨૫૦ |

સત્ય પ્રકાશ ૧૮૫૫ થી ૧૮૬૦

તેમાં ૧૮૫૭ના ૧૦ મહીના મહીપતરામ તથા ઝવેરીલાલ; ૧૮૫૮ના ૯ મહીના ત્રીભોવનદાસ, મારે હાથે કુલ અંક ૧૯૮ તેની દરએકની ૫૦૦ નકલ.

રાસ્ત ગોફતાર‡

૧૮૫૮ના ૯ માસ; ૧૮૬૧ તથા ૧૮૬૨; ૧૮૬૩ના બે માસ મારે હાથે કુલ ૧૫૦ અંક, દરએકની ૧૨૦૦નકલ.

સ્ત્રી બોધ‡

૧૮૫૯ના એપ્રીલથી ૧૮૬૧ના મે સુધી–અંક (૨૫) દરએકની નકલ ૧૦૦૦

---

મહારાજ લૈબલ કેસથી જે શીખામણ મળી છે તે ભૂલવી ન જોઇએ. એ કેસથી થોડા વખત સુધી દુષ્ટ ગુરૂઓને શેહ લાગી, પણ તેથી તેમના માર્ગનો અને તેમનાં કુકર્મોનો નાશ થયો નથી. તેમનું તેમ પાછું ચાલવા માંડયું છે. એ મોટાં કામમાં તન મન અને ધન ખરચી જેમણે સ્વદેશીઓ ઉપર ઉપકાર કર્યો તેમનો શ્રમ મિથ્યા ગયો હોય એમ જણાય છે. એ કેસની અસર ઘસાઇ જ-

‡ આવી નીશાનવાળાં પુસ્તક મારાં લખેલા અને બીજા પ્રસિદ્ધ કરનાર.

આવી છે, માટે ફરીને ઊઠવું જોઇએ. અધમ થઇ ગયલા, વ્યસની, અને અજ્ઞાન ગુરૂઓથી કોઇ કાળે સુધારો થનો નથી. વિષયી અને મૂર્ખ ગુરૂઓનો ત્યાગ કરી નવો મેં સમાજ સ્થાપવાની જરૂર છે. સડેલાં બીજથી સારાં ક ઊગે નહિ, માટે સદ્ધર્મનાં શુદ્ધ બીજ વાવવાં જોઇએ. જે સુધારા ભલા કરસનદાસ મુળજીએ ચાહ્યા છે તે સએથી માત્ર પાર પડશે. જે કામનો એમણે આરંભ કા તે પાછળ મંડયા રહીશું તો કરસનદાસનો હેતુ પાર ડશે.

